વુ નહિ, કે ગાળો દેવી નહીં, પણ જરા વખત જવા દઇને પાંછુ સમજાવી તેની પાસે તે કામ કરાવવુ નહીં તો પગે લગાડીને માફ માગતા શીખવવુ પણ છોકરે આપણુ વચન ન માન્યુ, એમ જાણી ક્રોધથી તેના ઊપર બેદરમાની બતાવવી નહીં કેટલાએક મૂર્ખ માબાપો પોતાના હઠીલા છોકરા તરફ બેદરકારી રાખે છે 'ભલેને તે ગમે તેમ કરે, આપણુ વચન ન માને તેવા છોકરાની સાથે કોણ માથાકુટ શુ કામ કરશે?" આવુ વિચારી તેઓ છોકરા તરફ બેદરકારી રાખી છોકરાને સુધારવાની સંભાળ રાખતા નથી, તેથી છોકરાઓ બગડતા જાય છે માટે તેમ ન કરતા માબાપે હઠીલા છોકરાની હઠ છોડાવવા નવી નવી યુક્તિઓ કર્યા કરવી, અને તેમને સુધારવા

જો માબાપ પોતાના દીકરાને વારવાર માર મારવાની તથા ગાળો દેવાની ટેવ રાખે, તો તેથી કરીને તે છોકરાઓ નઠાર થઇ બગડે છે

હે પુત્રીઓ! એવી રીતે છોકરાના હિતકારી માબાપે પોતાના છોકરાને માબાપ સાથે વર્ત્તવાની ઊંચી નીતિ શીખવવી, અને તે સિવાય કાકા, કાકી, મોટાભાઇ, ભોજાઇ, વિગેરે વડિલની સાથે પણ સારી રીતે વર્ત્તવાની ટેવ શીખવવી જોઇએ જ્યારે ઘેર કોઈ વડિલ આવે, ત્યારે છોકરાને કહેવુ કે, તેમને બે હાથે પગે લાગ. વળી કોઇ વડિલ આવે, ત્યારે જો છોકરો કે છોકરી બેઠા હોય તો, તેમને કહેવુ કે, "ઉઠો ઊભા થા અને તેમને પગે લાગ." આવી આવી રચનાઓ કરવાથી છોકરાને સારી ટેવ પડી જાય છે

બધો આધાર તેના શિક્ષક ઊપર રહેલો છે જે ગુરૂ ઉદ્યોગી હોય, છોકરાને એક વાર શીખવ્યા છતા ન આવડે અને ફરી પુછે તો, વારવાર શીખવવામા પણ જેને ખેદ થતો ન હોય, શાંત સ્વભાવવાળો એટલે છોકરાએ કદિ અપરાધ કર્યો હોય તો, તેને ક્ષમા આપનાર, સારી પાઠશાળામા પૂરી વિદ્યા શીખેલો, દયાવાળો એટલે છોકરાની શકિત પ્રમાણે તેની ઊપર અભ્યાસનો બોજો નાખનારો, સમદ્રષ્ટિ એટલે ગરીબ કે તવંગરના છોકરામા ભેદભાવ નહીં રાખનારો, સંતોષી, સ્વાર્થ બુદ્ધિ વગરનો એટલે છોકરા પાસેથી કાઈ મેળવવાની ખોટી ઈચ્છા નહીં રાખનારો, તથા પોતાના ખાનગી કામમા છોકરાને રોકી રાખી તેમને ભણવામા અંત [illegible] રો, વ્યવહાર નીતિને જાણનારો, એટલે માબાપે છોકરા સાથે, છોકરાએ માબાપ સાથે, ગુરૂએ બાળક સાથે અને બાળકે ગુરૂ સાથે તેમજ બીજા સંસારના પરસ્પર સંબંધવાળાએ એક બીજા સાથે કેમ ચાલવુ, એ વાર્ત્તા તે સારી રીતે જાણનારો, શિક્ષણકળામા કુશળ એટલે નાના મોટા, તથા ઉત્તમ, મધ્યમ અને મંદ બુદ્ધિવાળા છોકરાઓને કેમ શિખવવુ, તે જાણનારો, વધારે ભણેલા કે નહિ ભણેલા, તથા ગરીબ અને તોફાની અને સદ્ગુણી તથા દુર્ગુણી વિગેરે જુદા જુદા સ્વભાવના છોકરાના શરીર તથા મનની પરીક્ષા કરીને, તેમને જુદી જુદી યુકિતથી શિક્ષણ આપવાની કળા જાણનારો, સર્વ જન પ્રિય એટલે સઘળા બાળકોના 'મનમા મારા ઉપર ગુરૂની ઘણી કૃપા છે,' એવો ભાવ પેદા કરનારો, જૈનશાળામા આવવાને બાળકનો

બ્હેનો! શિક્ષણની એક સાધારણ વાત મે તમને જણાવી હવે છોકરીઓના શિક્ષણને માટે કેટલીક વાત કહું છુ, તે તમે ધ્યાનમા રાખજો છોકરીને શિક્ષણ ગૃહવ્યવહાર વિગેરે શ્રી જાતીને જાણવા યોગ્ય કામોમા તે છોકરી કુશળ થઈ છે કે નહીં, એ વાતની તેની માતાએ તપાસ કરવી, એ તે ગૃહવ્યવહારનુ શિક્ષણ માતાએ ઘરમા શિખવવુ સ્રી જાતિને જેટલુ અત્યત ઉપયોગી છે, તેટલુજ ગૃહવ્યવહારનુ શિક્ષણ ઉપયોગી છે કદિ દીકરી ફક્ત ભણતરમા આગળ પડી હોય, અને ગૃહવ્યવહારના કામમા પાછળ હોય, તો તેનુ ભણતર નકામુ થાય છે દીકરીને વિદ્યાભ્યાસની સાથે નવરાશની વેળાએ નીતિ ભક્તિના અને નિર્મળ પ્રીતિના મધુર ગીતો ગાતા તથા ચતુરાઈ ભરેલા મધુર ભરત ભરતા પણ શીખવવુ અને રસોઈનુ કામ, સુઘડતાઈ અને બીજા ઘરના કામકાજ શીખવવા વળી ભરવા શીવવાના તથા બીજી કારીગરીના કામથી પરવાર્યા પછી પોતે નિર્મળ શુભ ભક્તિના ગીતનો તથા મધુર કવિતા વિગેરેનો જે અભ્યાસ કર્યો હોય, તે અવકાશે ગાઈને પોતાનુ તથા મન પ્રસન્ન રાખે, એવી સારી ટેવ પડાવવી

બ્હેનો! અહીં તમારે એક વાત ખાસ યાદ રાખવાની છે કે, બાલ્યાવસ્થામા બાળકોનુ જોયા વિના નાના પ્રકારના સારા માઠા સસ્કાર બેસે છે, માટે છોકરીને કોઈ નઠારો સસ્કાર ન બેસે, એ વાતની ઘણીજ સભાળ રાખવી કુળવાન અને ગુણવાન એવી કન્યાઓજ આ સસારમા મોટુ સુખ છે હે સદ્ગુણી સુતાઓ! જો તમે દીકરીના શિક્ષણ વિષે સારી

તમે આ ક્ષાતિપુરમાં અવતર્યા છો વાહ ! તમારી વાણી કેવી સુંદર છે ?

**લલિતા**—પ્રેમદા ભાભુ ! તમે કહ્યું કે તમારી બ્હેન કુંકુના ગૃહ—સંસારનો ચિતાર મારી આગળ ખડો થયો છે, તો તે કેવી રીતે છે ? તમારી બ્હેન કંકુ કયાં રહે છે ? અને તેનો ગૃહ—સંસાર કેવો છે ? એ વાત જરા કહો તો ખરા.

**પ્રેમદા**—અત્યારે એવી હલકા પ્રકારની વાત કરવી, મને જરા પણ ગમતી નથી. એવી વાત કરવાથી આનંદા બ્હેનની ઉપદેશ વાર્તામાં નાહક અંતરાય થાય.

**લલિતા**—પ્રેમદા ભાભુ! એ વાત ખરી છે, પણ કોઈ વાર એવી વાત જાણવાથી બોધ પણ મળી શકે છે. કારણ કે, એવી ઉતરતી વાતો પણ કેળવણીના ફાયદાને સાબીત કરે છે, માટે તમે ખુશીથી કહો.

**પ્રેમદા**—લલિતા ! બાળપણમાં દીકરીને સારી કેળવણી ન આપવાથી તે દીકરી કેવા નઠારા સ્વભાવની થાય છે, એ વાતનો ખરેખરો દાખલો કંકુના ઘરમાંથી મળી શકે તેવો છે. આનંદા બ્હેનની મરજી હોય તો તે વાત કરૂં.

**આનંદા**—પ્રેમદા બ્હેન! તે વાત ખુશીથી કરો. કારણ કે, તમારી વાતમાંથી પણ કેટલોએક બોધ મળી શકશે.

**પ્રેમદા**—આનંદા બ્હેન ! અમારી વાતમાં તે શો માલ

**પ્રેમ તથા પુતળી**—અમને તો કંકુ જાણી ન હતી, એ તેણીમાં દોષ લાગે છે બીજુ કાઈ જાણવામા આવતુ નથી

**ચંચળ**—મને પણ કંકુનો એજ દોષ લાગે છે

**લલિતા**—તે સિવાય કંકુનો એક મોટો દોષ દેખાય છે, ને તમે વિચારીને કહો ?

**ચંચળ**—લલિતા બ્હેન ! કોઇ ઝીણો દોષ તેનામા હોય તો તે અમારા જાણવામા આવતો નથી, માટે તમેજ અમને કહો

**લલિતા**—બ્હેનો ! તે દોષ ઝીણો નથી પણ મોટો છે, તોપણ મારી બાની સમક્ષ કહેવામા મને શરમ લાગે છે, માટે માજીબા પોતેજ તમને કહી સંભળાવશે

**ચંચળ**—આનંદા કાકી ! લલિતા બ્હેનને તે દોષ કહેવાની જો શરમ લાગતી હોય, તો તમેજ તે દોષ કહી બતાવો

ધર્મદાસ શેઠ કહે છે—હે સદ્ગુણી શ્રાવિકાઓ ! ચંચળે આ પ્રમાણે કહ્યુ એટલે આનંદા નીચે પ્રમાણે બોલી

આનંદા કહે છે—હે પુત્રીઓ, લલિતાએ કંકુનો જે મોટો દોષ જાણી લીધો હતો, તે દોષ એ છે કે, કંકુનો પતિ મનોરદાસ ધર્મ સબંધી કાંઈ પણ જાણતો નથી, અને પોતાના કાકાને અંતની ઘડીએ તે નવકાર પણ સંભળાવી

છોકરાની ખોટને લીધે ધણી ધણીયાણી બન્ને તે છોકરી ઉપર બહુજ પ્રીતિ રાખવા લાગ્યા બાળપણથીજ પોતીને ખાવાપીવામા અને ઓઢવા પેહેરવામા તેઓ સારા લાડ કરાવવા લાગ્યા પોતી જે માગે તે લાવી દેવામા તે બને સ્રી પુરૂષ વિલબ વરા દેતા ન હતા પોતીના મનમા ઈચ્છા થાય, તે પેહેલા તો તેના માબાપ તે ઇચ્છા પૂરી કરતા હતા આ પ્રમાણે પોતીની ઉમર આઠ નવ વર્ષની થઈ પોતી લાડમા ઉછરેલી હોવાથી, તેને હાલતા ચાલતા ક જીયો કરવાની, અને જેમ આવે તેમ મોઢે બોલવાની ટેવ પડી કેટલીક વાર તો તે તેના બાપને અને માને ગાળો પણ આપતી હતી પોતાના માબાપને ગાળો આપે ત્યારે તેઓ તેની ગાળો સાભળી લેતા પણ તેને કાઇ ક હેતા ન હતા

પ્રેમ—વચના બોલી—પ્રમદા ભાભૂ એ વાતમા અમને આશ્ચર્ય થાય છે કે, છોકરી ગાળો આપે અને માબાપ સાખી રહે, એ કેમ બને ? એક હલકા વર્ણના લોકોના છોકરા પણ માબાપને ગાળો આપતા વિચારે છે, તો આ પણે વાણીયા જેવી ઉચી કોમમા એવી હલકી વાત કેમ બને ?

ચચળે જવાબ આપ્યો—પ્રેમ બ્હેન ! એમા કાઈ આ શ્ચર્ય પામવાનુ નથી ઉચી કોમ અને હલકી કોમ આ ચાર-વિચાર એટલે રીતભાત વગેરેથી જણાય છે બાળપ ણમા જેવો બોલવા ચાલવાનો આચાર પડયો હોય, તેવો

એટલે તેણીએ મને વધારે ગાળો આપવા માડી તેવામા મારી બ્હેન કકુ ઘરમાથી રાધતી રાધતી બાહેર આવી અને પોતાની દીકરીને ભાળાપા કરવા લાગી તેણીએ મને વઢીને કહેવા માડયુ કે, ચેનદા બ્હેન, તમારે મારી દીકરીને આટલુ બધુ કહેવુ ન જોઈએ એ તો મારે દીકરાના બોટની દીકરી છે તમારે તેનુ મન દુખવવુ નહીં પછી કકુએ પોતીની પાસે આવી ઘણા કાલાવાલા કરવા માડયા તો પણ પોતી બેઠી થઈ નહીં પછી તેણીને તેડી ખોળામા બેસારી, ઘણી આજીજી કરી, ત્યારે તે માડમાડ છાની રહી પછી તે બેઠી થઇને જ્યા તેના બાપા મનોરદાસ જમતા હતા, ત્યા આવીને કહ્યુ, અરે બાપ, બેઠો થાય છે કે નહીં? જલ્દી બેઠો થઇ મને નવી ચુદડી લાવી આપ, ત્યારે મનોરદાસે આજીજી કરી કહ્યું, બેટા તુ ડાહી છે, થોડીવાર ખમ હવે હુ જમી રહ્યો છુ ફક્ત થોડા કઢીને ભાત ખાઈ લઉ, તે સાભળતાજ પોતીને વધારે રીસ ચડી અને તરત કઢીનો ઉનો વાટકો ઉપાડી મનોરદાસના માથા ઉપર રેડયો કઢી ઉની હતી, એટલે તેનાથી મનોરદાસનુ મોઢુ દાઝી ગયુ, તેથી તેણે એકદમ રાડ પાડી અને તેની આખોમાથી આસુ નીકળી પડયા તે સાથે તેના મોઢાનો બધો ભાગ કઢીથી વિચિત્ર થઇ ગયો અને તેના બીજા કપડા પણ બગડી ખરાબ થઈ ગયા પોતીએ આવુ ખરાબ કામ કર્યું તોપણ તેની મા કકુ અને મનોરદાસ તે સાખી રહ્યા ને કાઈ પણ બોલ્યા નહીં મનોરદાસ ખાતોખાતો અધવચ ઉઠયો, પાણીથી પોતાનુ બગડેલુ શરીર ધોવા લાગ્યો બ્હેનો! આ દેખાવ જોઇને હુ તો મારા મનમા ચમત્કાર પામી

નાનપણમા ટોકરીને લાડ કરાવી નાથે ચડાવનાર કકુના અત્યારે નઠારા હાલ થઈ પડયાછે તેના સાસરીઆ પણ ગરીબ સ્થિતિના હોવાવી પોની તેને ત્યા પોસાતી નથી બાલપણના લાડથી તેણીને સારૂ સારૂ ભાવે છે અને સારૂ સારૂ પેહેરવાનુ ગમે છે પણ અત્યારે તેનો બાપ મનોરદાસ માદો પડયો છે તેથી તેની દુકાનની આવક બધ થઈ છે, એટલે **પોતીને** પિયરમા પણ સારૂ સારૂ ખાવાનુ અને પહેરવાનુ મળતુ નથી તેથી તે બનેને કનડયા કરે છે બ્હેનો, મારી બ્હેનની દીકરીની વાત કરવી તે ઠીક ન કહેવાય, પણ **પોતીને** ખાવાનો ગળો એવો થયો છે કે, તેથી તે વખતે દુરાચરણ પણ કરના તૈયાર થશે બ્હેનો, બે દિવસ પેહેલા મારી બ્હેન કકુ મારે ઘેર આવી હતી ત્યારે તેણીએ રોઇને મને કહ્યુ કે પેમદા બ્હેન, **પોતી** તરફનુ ખમ ભારે દુખ થયુ છે હમેશા તેની નવી નવી ફરીયાદો આઈ લઈ તમારા બનેવી પણ તેનાથી થાકીગયા છે અમારા તરત કહીનો તેને છકેલ છોકરી ગુમાવવા બેઠી છે તેનો વર રેડયો કહી ઊર્ને બીજી સ્ત્રી પરણવા તૈયાર થયો છે તે દાઝી ગયુ, તે થી કટાળી આખરે તેનો ત્યાગ કરશે એ-ણોમાથી આ મારા તો ભોગ સમજવા? **પોતીમા** અગ્ક ભાગ કહીથ રા દુર્ગુણો આવેલા છે મોટીબ્હેન! અમારા નસીબ છે તે છોકરીના કરતા અમે વાઝીયા રહ્યા હોત પણ કયુ સા રૂ સારૂ હતુ બ્હેન તમે પૂરેપૂરા ભાગ્યશાળી છો ને કાં ચચળ કેવી ડાહી થઇ છે તેને જોઇને બધાની આ પાણી રે છે જો દીકરી હોય તો ચચળના જેવીજ હજો કકુના આવા વચન સાભળી મે તેને કહ્યુ કે, બ્હેન, **પોતી**

**પુતળી**—ના બા! એવી ઉઠાછળી અને બગડી ગયેલી છોકરીને આપણામા ભેળવવી તે મને તો ઠીક નથી લાગતુ

**પ્રેમ**—ખરૂ છે! આનદા માસી, એવુ તો ન થવુ જોઇએ જ્યારે એવી એવી ગામની નઠારી છોકરીઓને ભેગી કરશો, તો પછી અહીં મારા ઘરની છોકરીઓ કેમ આવશે? એવી નઠારી છોકરીઓથી સારી છોકરીઓ પણ બગડે છે એવીનો તો, સગ જ ન કરવો જોઇએ

**પ્રેમદા**—(જરા ગુસ્સે થઇને) બ્હેનો! અમસ્તિ તમે વચમા શામાટે બોલો છો? હુ કાંઈ તમને પુછતી નથી આનદા બ્હેનની જેવી મરજી હશે, તેમ વશે વચમા બીજાને ડાહ્યા થવાની જરૂર નથી

**પ્રેમ**—ચચળની બા! તમે વધારે શુ ચડી જાઓ છો? તમે આજ કાલ આવતા લાગ્યા એટલે આ બધા મડળના ઉપરી થઇ ગયા? અમારા આનદા માસી તો ભોળા અને ભલા દિલના છે વખતે તમારી ખાતર તે વાત કબુલ કરી દે પણ અમારે આ મારા મડળની આબરૂ તેવી છોકરીઓને દાખલ કરી ગુમાવવી નથી પછી જેવી આનદા માસીની મરજી

ધર્મદાસ શેઠ કહે છે, હે શ્રાવિકાઓ! આ સમયે જ્યારે પ્રેમ, પુતળી અને પ્રેમદાની રગઝગ થવા માડી, ત્યારે આનદા સ્મિત હાસ્ય કરતી બોલી—પ્રેમદા બ્હેન! તમે તમારી કકુ બ્હેનના ઘરની હકીકત કહી તે ઉપરથી આ બધી

વ્વાનો વખત આવ્યો છે બ્હેનો! તે પોતીનો દાખલો લઈ તમે તમારી છોકરીઓની પૂરતી સભાળ રાખજો કુળની લાજ સાચવવી અને ખોવી એ કન્યાના ગુણ ઉપર આધાર રાખે છે કુળવાન્ કન્યાઓ પોતાના પિયરને અને સાસરાને સારી રીતે દીપાવે છે તેવી કન્યાઓનુ જીવન ખરેખર સાર્થક ગણાય છે, અને તેવા સાર્થક જીવનવાળી શ્રાવક કન્યા ભવિષ્યમા ખરેખરી શુદ્ધ શ્રાવિકા બને છે એ પોતીના જેવી દુર્ગુણી કન્યાઓ તેના માતા પિતાને અને સાસુ સસરાને દુ ખરૂપ થઈ પડે છે, પોતીની જેમ પિતાનુ અપમાન કરનારી અને માતાને રૂદન કરાવનારી કન્યાઓ કુળમા કલકરૂપ થાય છે, અને આખરે મહા પાપનુ પાત્ર બની નારકીની પીડા અનુભવે છે

આનદાના આવા વચન સાભળી પ્રેમદા અને બાજી શ્રાવકબાળાઓ ઘણીજ ખુશી થઈ ગઈ, અને કકુની છોકરી પોતીનો દાખલો પોતાના મનમા દૃઢ કરી, તેમણે આનદાને હૃદયથી અભિનદન આપ્યુ

પછી આનદાએ પ્રેમદાની સામે જોઈને કહ્યુ—પ્રેમદા બ્હેનો! તમારી બ્હેન કકુ તથા તેની દીકરી પોતીને તમે અહીં લાવવાને કહ્યુ, તેને માટે મારો અભિપ્રાય એવો છે કે, કકુનુ હૃદય હાલમા દુ ખને લીધે કોમળ થયુ હશે, તેથી તે ઉપદેશ વાર્તાની અધિકારિણી થઇ છે પણ પોતીનુ હૃદય કોમળ થયેલુ નથી, તેમજ તેની વય પણ ઠરેલ ન થી, માટે તે ઉપદેશ વાર્તાની અધિકારિણી થઇ શકશે નહિ વળી હમણા પોતીના હૃદય ઉપર ઉપદેશ વાર્તાની અસર થવાનો સભવ નથી તે છતા જો તેને અહીં લાવી શકાય તો તે ભલે આવે, કારણ કે, ઉપદેશ વાર્તાના અ

આજે આપણી ઉપદેશ વાર્તા સમાપ્ત કરવાનો વખત થઈ ગયો છે, માટે હવે બાકીની વાર્તા આવતી કાલે કરીશુ (બોલો આદીશ્વર ભગવાનની જય)

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ! આ પ્રમાણે આનદાએ પોતાની ઉપદેશ વાર્તા સમાપ્ત કરી એટલે ચચળ, પ્રેમદા, પ્રેમ, પુતળી, વિગેરે બધી શ્રાવિકાઓ આનદાને પ્રણામ કરી હસતે મોઢે પોત પોતાના ઘર તરફ ચાલવા લાગી પછી ધર્મદાસ શેઠે પોતાની શ્રાવિકાશાળાની શ્રાવિકાઓને પણ જણાવ્યુ કે, માતાઓ! અને બ્હેનો! આજે આપણો નિત્યના નિયમ પ્રમાણે ધર્મવાર્તા સમાપ્ત કરવાનો વખત થઇ ગયો છે, માટે બાકીની વાર્તા આવતી કાલે કરવામા આવશે (બોલો આદીશ્વર ભગવાનની જય)

પછી ધર્મદાસે શેઠે નીચે પ્રમાણે શિખરિણી છદ બોલી બધી શ્રાવિકાશાળાને ગજાવી મુકી—

## શિખરિણી

શુણે પ્રેમેથી જે જિનવર તણો ધર્મ [1]મહિલા,
બને તે વેગેથી સુકુલ [2]રમણી નિત્ય [3]સુશીલા,
સદાચારો સેવી [4]ઉભય કુળનુ [5] તારણ કરે,
દુરાચારો સર્વે નિજ હૃદયથી તે પરિહરે ૧

૧ સ્ત્રી, ૨ કુલીન સ્ત્રી, ૩ સારા શીલવાળી. ૪ બને-સાસરાના અને પીયરના કુળને ૫ તારે

**દીવાળી**—નંદુ બ્હેન ! હવે ધર્મને માટે તમારો શો અભિપ્રાય છે ?

**નંદુ**—ધર્મને માટે મારો અભિપ્રાય હવે જુદોજ થયો છે આજ દિન સુધી હું સુધારાના વિચારોમાં મશગુલ રહી, તેને માટે મને ઘણોજ અાપશોષ થાય છે બ્હેન દીવાળી ! મને તો ખાત્રી થઇ ગઇ છે કે, જે પુરૂષો કે સ્ત્રીઓ ધર્મનું કાંઇ પણ સમજ્યા વિના સુધારો સુધારો કહી રહે છે, તેઓ ખરેખરા ઠગાય છે તેમનું મનુષ્ય જીવન નકામું ચાલ્યું જાય છે વળી કેટલાએક તો માત્ર ધર્મ ધર્મ કરીને સંસારના માર્ગને સુધારતા નથી, તેવાઓનું જીવન પણ બીજાના ઉપયોગમાં આવતું નથી તેઓ એમજ સમજે છે કે, ફક્ત ધર્મજ સાધવો સંસાર વ્યવહારમાં પડવું નહીં, આનો વિચાર પણ મને યોગ્ય લાગતો નથી આવો વિચાર કરવો તે ગ્રહસ્થધર્મની વિરૂદ્ધ છે જાણું છું, ગૃહસ્થધર્મ સાધવાને માટે સંસાર-વ્યવહારને પ્રથમ સુધારવાની જરૂર છે કેવળ ધર્મ સાધવો, એ સંસારથી છુટા થયેલા સાધુઓનુંજ કર્તવ્ય છે ગ્રહસ્થને તો ધર્મ અને સંસાર બંને સુધારવાના છે બ્હેન દીવાળી! ધર્મદાન શેઠની વાર્તામાં મને એ આનંદ વધારે આવ્યો હતો તેમાં ખાસ કરીને શ્રાવિકાઓનું કર્તવ્ય શું છે ? એ બાબતોને ઘણી સારી રીતે તેમણે દૃષ્ટાંત સાથે દર્શાવી હતી તે મહાનુભાવે ધર્મની કેળવણીની સાથે સ્ત્રી કેળવણી લેવાની જે સૂચના આપેલી છે, તે ખરેખર મનન કરવા યોગ્ય છે ધર્મના શિક્ષણ સાથે મેળવેલું સ્ત્રી

સ્વભાવ તેના નામ પ્રમાણે છે દરેક બાબત ઉપર હમેશા મમત રાખવાની તેને નઠારી ટેવ છે, તેથી કરીને સંઘમા વિક્ષેપ થઇ પડયો છે એ તોફાનને લઇને મને પણ છાટા ઊડયા છે આ વાત જો શ્રાવિકાશાળામા આવશે તો આપણી શ્રાવિકાશાળામા પણ મારે મોટુ વિઘ્ન આવશે

**અજવાળી**—( ચિતાતુર થઇને ) તારા બ્હેન ! આ ખબર સાભળી મને શ્રાવિકાશાળાની ચિતા થઇ પડી છે બ્હેન ! એ બધી વાત મને કહી સભળાવો મમતલાલ ત મારે શા સગા થાય ? તેને સઘની સાથે શો વિક્ષેપ થયો છે ? અને તેમા શ્રાવિકાશાળાને શી હરકત આવશે ? તે બધુ કહો

**તારા**—બ્હેન ! મમતલાલને તો તમે ઓળખતા હશો તેઓ આપણા ગામમા પ્રખ્યાત છે

**અજવાળી**—બ્હેન તારા ! આપણા ગામમા મમતલાલ બે છે એક મમતલાલ સઘના આગેવાન ગણાય છે અને બીજા મમતલાલ દેરાશરની દેખરેખ રાખનાર ગ્રહસ્થ શ્રાવક છે તેમા કયા મમતલાલની સાથે તમારે સબધ છે ? તે કહો

**તારા**—જે મમતલાલ સઘમા આગેવાન છે, તે મારે મામીના દીકરા ભાઇ થાય છે અને, તે અમારા ઘરની સાથે ઘણોજ ગાઢો સબધ રાખે છે તેઓ મને પોતાની સગી બ્હેન હોય તેવી ગણે છે

વિદ્વાન હોવાથી સારો ઊપદેશ આપશે, પણ પછી તો નિંદાની વાતજ ઉપાડે છે સૌથી પેહેલા પોતાના વખાણ કરે છે, અને બીજા સાધુઓની નિંદા કરે છે વળી પોતે એકજ સારા સાધુ છે બીજા કોઈ સાધુ સારા નથી, એવી વાત તેમના વખાણમા વારવાર આવે છે તે ઉપરાંત વળી કોઈના સાચા જુઠા છિદ્ર પોતાને મોઢે કહી બતાવે છે, તેથી આપણને સાભળતા અરૂચિ થાય છે એમ સાધુની નિંદા થઈ રહે એટલે શ્રાવકોની નિંદા ઉપાડે છે જે શ્રાવકો પોતાના રાગી હોય, અથવા પોતાની વૈયાવૃચ્ચ વધારે કરતા હોય, તેમના વખાણ કરે છે અને બીજાની ઘણીજ નિંદા કરે છે અજવાળી બ્હેન! કોઇ કોઈ વારતો એટલે સુધી કહે છે કે, અમુક સાધુને તમારે વાદવુ ન જોઇએ, તેમજ તેમને આ ઊપાસરામા ઊતરવા દેવા પણ ન જોઈએ આવી આવી નિંદા કર્યા કરે છે વળી તે જણાવે છે કે, તમારે બીજા સઘાડાના સાધુઓને અહીં ઊતરવા ન દેવા, એને માટે બાધા લેવી જોઇએ પ્રિય બ્હેન અજવાળી! તેના આવા નિંદા ભરેલા ઉપદેશથી શ્રાવકો અને શ્રાવિકાઓ કંટાળી જાય છે, કેટલા એક તો વચમા વ્યાખ્યાનશાળામાથી ઉઠીને ચાલતા થાય છે

**અજવાળી**—તારા બ્હેન! એ તો ઘણી ખરાબ વાત કહેવાય જૈન મુનિના ઉપદેશમા એવી વાત આવે તે સર્વ રીતે ધર્મની વિરૂદ્ધ ગણાય છે એવા સાધુ પાસેથી વખાણ સાભળવા કરતા તે ન સાભળવા એજ વધારે સારૂ છે તેમા ખાસ કરીને આપણે શ્રાવિકાઓએ તો તે સાભળવા નજ

મારા સગા હોય, તેઓએ મારા પક્ષમાં રહેવું. જો કોઈ પણ મારો સગો મુક્તિમંડપના પક્ષમાં જશે તો તે તેના ઘર સાથે મારે આજથી સંબંધ નથી. એમ [illegible] હવે એવું બન્યું છે કે, મારા પતિ મુક્તિમંડપના પક્ષમાં છે અને તે ત્યાં રહેલા મુનિનો ઉપદેશ સારો હોવાથી તેઓ તે મુનિના પૂર્ણ રાગી બની ગયા છે, તેઓએ એટલે સુધી નિશ્ચય કર્યો છે કે, કદિ મગતલાલ મારો સંબંધ તોડે તોપણ મારે વિચારમંડપના પક્ષમાં કદિ પણ જવું નથી બ્હેન અજવાળી! હવે આ વાતમાં મારે ઉપાધિ બહુ થઈ પડી છે મગતલાલની સાથે હમારો નિકટનો સંબંધ છે, તેથી તે સંબંધ છોડી દેવાય, તેમ નથી વળી મારા પતિને એવો દ્રઢ આગ્રહ બંધાયો છે કે, તે કદિપણ છોડે તેમ નથી આ બાબત ઘણી ચર્ચા ચાલે છે, પણ હજુ તેનો નિવેડો આવતો નથી બ્હેન અજવાળી! આવી મોટી ઉપાધિ મારે માથે આવી પડી છે હવે તેનું શું થશે? એ ચિંતા, મારા મનમાં રહ્યા કરે છે

સર્વ શ્રાવિકા સમાજ ચીકાર ભરાઇ રહ્યા પછી ધર્મદાસ શેઠ નીચે પ્રમાણે મંગલાચરણ બોલે છે

શ્રી અર્હંતા અશુભ હરતા સર્વને સિદ્ધિ કર્ત્તા,
ધર્ત્તા ધર્મે પ્રભુ વિહરતા કર્મના વિઘ્ન હર્ત્તા,
સત્પુરુષેથી મન પ્રસરતા સર્વદા ઉપકર્ત્તા,
વિશ્વે પામો વિજય અતિશે શ્રાવિકા બોધ કર્ત્તા ૧

મંગલાચરણ થઈ રહ્યા પછી ધર્મદાસ શેઠ બોલ્યા માતાઓ અને બ્હેનો ! આજે અષ્ટમી પર્વનો દિવસ છે, માટે જે બાળ શ્રાવિકાઓ છે, તેઓ કોઈ ભજનરૂપે રાસડો ગાઇ સંભળાવે તો વધારે સારૂં

ધર્મદાસ શેઠના આવા વચનો સાંભળી મણિ ઉભી થઈ ને વિનય પૂર્વક બોલી

**મણિ**—ધર્મદાસ કાકા ! તમે સારૂં યાદ કરાવ્યું તે પર્વને દિવસે સદ્‌ગુણી અને શીખેલી બાળાઓ કાંઇ પણ બોધજનક ભજનરૂપે રાસડો ગાઇ સંભળાવે તો અમો શ્રાવિકાઓને ઘણો લાભ થાય

**તારા**—મણિ બ્હેન ! તમારૂં કહેવું ખરૂં છે, પણ આજે કયું પર્વ છે? તે તો કહો

મણિ હસતી હસતી બોલી તારા બ્હેન ! તમે ભૂલી ગયા?

**તારા**—ત્યારે મણિ બ્હેન ! તમે હસો છો કેમ?

સર્વ શ્રાવિકા સમાજ ચીકાર ભરાઇ રહ્યા પછી ધર્મદાસ શેઠ નીચે પ્રમાણે મંગલાચરણ બોલે છે

શ્રી અર્હંતા અશુભ હરતા સર્વને સિદ્ધિ કર્ત્તા,
ધર્ત્તા ધર્મે પ્રભુ વિહરતા કર્મના વિઘ્ન હર્ત્તા,
સત્પુણ્યેથી મન પ્રસરતા સર્વદા ઉપકર્તા,
વિશ્વે પામો વિજય અતિશે શ્રાવિકા બોધ કર્ત્તા　૧

મંગલાચરણ થઈ રહ્યા પછી ધર્મદાસ શેઠ બોલ્યા માતાઓ અને બ્હેનો ! આજે અષ્ટમી પર્વનો દિવસ છે, માટે જે બાળ શ્રાવિકાઓ છે, તેઓ કોઇ ભજનરૂપે રાસડો ગાઇ સંભળાવે તો વધારે સારૂં

ધર્મદાસ શેઠના આવા વચનો સાંભળી મણિ ઉભી થઈ ને વિનય પૂર્વક બોલી

**મણિ**—ધર્મદાસ કાકા ! તમે મારૂં યાદ કરાવ્યું જો પર્વને દિવસે સદ્ગુણી અને શીખેલી બાળાઓ કાંઇ પણ બોધકારક ભજનરૂપે રાસડો ગાઇ સંભળાવે તો અમો શ્રાવિકાઓને ઘણો લાભ થાય

**તારા**—મણિ બ્હેન ! તમારૂં કહેવું ખરૂં છે, પણ આજે કયું પર્વ છે? તે તો કહો

મણિ હસતી હસતી બોલી તારા બ્હેન ! તમે છોકી મુગ્ધ

**તારા**—ત્યારે મણિ બ્હેન ! તમે હસો છો કેમ?

શ્રાવિકા પ્રમાદથી પોતાના કર્ત્તવ્યમાંથી ચુકતી હોય તેને જાગ્રતી આપી તેના કર્ત્તવ્યનું ભાન કરાવવું, એ ખરેખરા ઉપકારનું કામ છે અને પ્રમાદ વગરની ભણેલી શ્રાવિકાનું તે કર્ત્તવ્ય છે

મણિ—તારા બ્હેન! તમારા વચનથી મને ઘણોજ સતોષ થયો છે

તારા—મણિ બ્હેન! હવે મને કહો આજે કયું પર્વ છે?

મણિ—તારા બ્હેન! આજે આઠમી છે તે આપણ જૈનોનું ઉત્તમ પર્વ ગણાય છે,

તારા—બ્હેન! હા, મને હવે તે યાદ આવ્યું પછી ધર્મદાસ શેઠના કહેવાથી બાળ શ્રાવિકાઓ ભજનનો ગરબો ગાવાને વિનયથી ઉભી થાય છે

જ્યારે બધી બાળ શ્રાવિકાઓ ઉભી થઈ ત્યારે મણીએ નીચે પ્રમાણે કહ્યું —

મણિ—ધર્મદાસ કાકા! આ બાળાઓને આજ્ઞા આપો કયો ગરબો ગાવો છે?

ધર્મદાસ શેઠે કહ્યું, પરોપકારને માટે જે ભજનને રાગે ગરબો તમને શીખડાવ્યો છે, તે ગાઈ સંભળાવો

બાળ શ્રાવિકાઓએ કહ્યું, મણિબા! અમને ગર ગાવવાની મદદ કરો તો વધારે સારૂ

સો બ્હેનો વાત હૃદે ધરજો, ઉપકાર સદા પગના કરજો,
એ ભાવથી અંતરમા ઠરજો　　　　સો શ્રાવક બાળ ૪

ઉપકાર તણી શીતળ છાયા, નવ ધરવી ત્યા મનમા [9]માયા,
શુદ્ધ રાખો ત્યા [10]મન વચ કાયા　　સો શ્રાવક બાળ ૫

ઉપકાર કરો પરને પ્રીતે, [11]પર પાસ કરાવો એ રીતે,
અનુમોદન કરજો એ નિત્યે　　　　સો શ્રાવક બાળ ૬

---

આ પ્રમાણે પરોપકારનો ભજનરૂપ રાસડો સાભળી ખધી શ્રાવિકાઓ ખુશી ખુશી થઇ ગઇ અને દરેક શ્રાવિકા તે ઉપયોગી ભજનરૂપ રાસડો શીખવાને હૃદયમા ઉત્કંઠા ધરવા લાગી

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ! તમે બધીઓ આ પરોપકારનો આ ભજનરૂપ રાસડો યાદ રાખી તે પ્રમાણે વર્તજો કારણ કે, પરોપકાર કરવાથી ઘણુ પુણ્ય બધાય છે અને તે ગુણ મોટામા મોટો ગણાય છે

હે પ્રિય માતાઓ અને બ્હેનો! પછી પરમ શ્રાવિકા આનદા નિત્યના નિયમ પ્રમાણે ઉપદેશ વાર્તા કરવાને પોતાના ઘરના એક ભાગમા બેઠી, તે વખતે ચચળ, રાગે ગમ, પુતળી, જયા વિગેરે શ્રાવિકાઓ ત્યા આવી

૯ માયા—કપટ　૧૦ શુદ્ધ મન વચન અને કાયાથી　૧૧ બીજાની પાસે

**નંદુ**—મોટી બ્હેન ! તમે જરા તેને બોલાવી જુવો તો વધારે સારૂ

**પ્રેમદા**—ના, બ્હેન ! મારે તો તેનુ નામજ લેવુ નથી તેવીને તો બતાવવીજ ન જોઇએ

**નંદુ**—મોટી બ્હેન ! જો તમે મનમા એવુ રાખશો તો પછી તેનો ઉપકાર થશે નહીં આ વખતે તો માન અપમાન ગણ્યા વગર ઊપકાર બુદ્ધિથી કામ કરવાનુ છે

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ ! નદુના આવા વચન સાભળી પ્રેમદાના મનમા દયા આવી અને તેણીએ વિચાર્યું કે, ગમે તેમ કરીને પણ પોતીનો આપણે ઉદ્ધાર કરવો જોઇએ તે આપણુ છોકરૂ કહેવાય આવુ વિચારી પ્રેમદા ઘરમા જ્યા પોતી રીસાઇને બેઠી હતી, ત્યા ગઇ. અને તે કોમલ વચનોથી બોલી

**પ્રેમદા**—કેમ પોતી બ્હેન ! બોલતાં નથી માસી પોતાને ઘેર આવે તોપણ બાણેજ બોલે નહી, એ ઠીક ન કહેવાય બ્હેન ! તુ ડાહી છુ તારી બા નદુ તો વિચાર વગરનુ બોલનારી અને આકળી છે

પ્રેમદાના આવા વચન સાભળી પોતીના મનમા જરા સારૂં લાગ્યુ, અને પોતાની માસી તરફ તેની લાગણી સારી થઈ

**પોતી**—માશીબા ! તમે કહો છો, તે ખરૂ છે મારી બાને કોઇ જાતનો વિચારજ નથી તેમ બોલવાનુ ભાન પણ નથી

**પ્રેમદા**—વ્હાલી દીકરી ! જો તારી બાથી કંટાળી ગઇ હું, તો તું મારી સાથે ચાલ, તને કોઈ સારે ઠેકાણે લઈ જાઉં

**પોતી**—માસીબા ! કયાં લઇ જશો ?

**પ્રેમદા**—વ્હેન ! તને એવે ઠેકાણે લઇ જાઉં કે, જ્યાં રૂપાળી સારી સારી વાતો થતી હોય કે જે સાંભળવામાં ઘણી મજા આવે

**પોતી**—ચાલો, ત્યારે તો હું ત્યાં આવું

**પ્રેમદા**—પોતી વ્હેન ! જો તારી મરજી હોય તો, તારી બાને પણ સાથે લઇએ

**પોતી**—માસીબા ! તેને સાથે લેશો નહીં તેને બોલવાનું ભાન નથી, તેવી વખતે તે મને કાંઈક કહ્યા વિના રહેશે નહીં

**પ્રેમદા**—તારી બા બીલકુલ બોલશે નહીં, તેમ છતાં જો તે કાંઇ પણ બોલશે તો, હું તેને ત્યાંથી કાઢી મુકીશ

**પોતી**—માસીબા ! જો તમે કાઢી મુકવાની વાત કબુલ કરો તો, મારી બાને સાથે આવવા દઉં નહીં તો આપણી સાથે તેની કાંઇ પણ જરૂર નથી

**પ્રેમદા**—પોતી વ્હેન ! તારી બા કાંઇ પણ બોલે નહીં, એ વાત હું પોતે કબુલ કરૂં છું

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ ! આ પ્રમાણે મીઠા

એથી કરીને તે છોકરા અને છોકરી બન્નેનો સંસાર બગડે છે કારણકે, તદન બાળપણમા વેવિશાળ કરવાથી છોકરી અને છોકરાના રૂપ ગુણ કાંઈ પણ જોવામા આવતા નથી. એટલે તેમનુ વેવિશાળ લાકડે માકડુ વલગાડવા જેવુ થાય છે આથી કરીને તે જોડુ ભવિષ્યમા સુખી થતુ નથી વળી કેટલીએક જ્ઞાતિની રૂઢિ પ્રમાણે છોકરાને મોટી ઉમરે કન્યા નહી મળે એવા ભયથી છેક નાનપણમા પરણાવે છે, અને નઠારિ રૂઢિથી વળી વાર એમ પણ જોવામા આવે
1 છે કે, કોઈ કોઈ કુલવાનના મોટી ઉમરના છોકરાને કન્યા મળતા વિલંબ પણ થાય છે આવા દુષ્ટ રીવાજથી કેટલાએક વિચારવંત માબાપ પણ પોતાના છોકરાને કન્યા નહી મળશે, એવા ભયથી બાળપણમાજ લગ્ન કરે છે અને તે કુમળી વયના બાળકના સંસારના સર્વ સુખને દુઃખ રૂપ અગ્નિમા હોમી દે છે એવા લગ્નથી પછવાડેથી વિપરીત ફળ મળે છે એટલે છેવટે તેમને ઘણુજ પસ્તાવુ પડે છે અહેસો ! જેમ છોકરાને માટે એ પ્રમાણે બને છે, તેમ છોકરીને માટે પણ એમ બને છે છોકરીને પછીથી સારો વર કે ઘર મળશે કે નહીં એવા વિચારથી અજ્ઞ માબાપો છેક બાળપણે ગુણ તથા દોશનો વિચાર કર્યા વિના પરણાવી દે છે, તે વખતે મૂર્ખ માબાપો વરના રૂપ, ગુણ કે વયની પાકી તપાસ કરતા નથી અને આંખો મીંચીનેજ દીકરી આપે છે આવી નઠારી રૂઢીથી અનેક બાળાઓ પોતાની બધી જીંદગી દુઃખમાજ ગાળે છે, અને પોતાના અજ્ઞાન માબાપને હૃદયથી શાપ આપે છે અવિચારથી દીકરીને આપનાર તથા લેનાર તથા દીકરી, એ બધા પાછળથી

લોકોમા પણ તેવા કજોડાની ચર્ચા વધારે થાય છે તેમા જો સ્ત્રી ભણેલી હોય અને તેણીએ ધર્મનુ જ્ઞાન ન મેળવ્યુ હોય તો તે સ્ત્રી પોતાના પતિનો ઘણો અનાદર કરે છે જો કાઇક ઊતરતા કુળની સ્ત્રી હોય તો તે સ્ત્રી છકી જાય છે અને પતિને પોતાના નોકરની જેમ ગણે છે આવુ જોડુ આ સસારના સુખને કદિપણ મેળવી શકતુ નથી વળી રૂપ એ પણ શરીરનો ગુણ કહેવાય છે, તેથી રૂપથી પણ કજોડુ કરવુ, એ ગુણથી થયેલા કજોડામા આવી જાય છે, જો પુરૂષ સ્વરૂપવાન્ હોય અને સ્ત્રી કુરૂપા હોય અથવા સ્ત્રી સ્વરૂપવાન્ હોય અને પુરૂષ કદરૂપો હોય તો તે રૂપથી કજોડુ કહેવાય છે તેવા કજોડામા સ્ત્રી પુરૂષને પરસ્પર પ્રેમ થતો નથી, અને તેથી એક બીજાના મન જુદા રહે છે અને આખરે તેમનો સસાર કદાચ સારી રીતે ચાલતો નથી અહીં કોઈ પુછે કે, સ્વરૂપવાન થવુ, એ તો કર્મને આધીન છે, એમા કોનો દોષ કહેવાય ? તો તેને માટે એટલુજ કહેવાનુ છે કે, સુજ્ઞ માતાપિતાએ વે વિશાળ કરતી વખતે એ બાબતનો પ્રથમથીજ વિચાર કરવો જોઇએ જો પોતાની છોકરી સ્વરૂપવાન્ હોય તો તેનુ વેવિશાળ કોઈ સ્વરૂપવાન્ છોકરાની સાથે કરવુ અને જો છોકરો સ્વરૂપવાન્ હોય તો તેનુ વેવિશાળ કોઈ સ્વરૂપવાન્ છોકરીની સાથે કરવુ જોઇએ એમ ન કરવાથી તેવા કજોડામા અનેક જાતના દુખ ઉત્પન્ન થાય છે સ્વરૂપવાન્ સ્ત્રી જ્યારે લાયક ઉમરની થાય, ત્યારે જો પોતાનો પતિ કદરૂપો હોયતો તેની તરફ તેનો અભાવ થાય છે, અને તેથી સ્ત્રીને કોઈ વાર નઠારી બુદ્ધિ થવાનો સભવ છે તેવી રીતે

પણ હીરા કોઇ દિવસ સુધરશે એવી આશામા પોતાના મનને બાધી તે ઘરમા રહેતો હતો

એક વખતે **શીલચદ્રે** વિચાર કર્યો કે, પોતાની સ્ત્રીને સારો બોધ આપવામા આવે તો, આ સ્ત્રી સુધરશે, એવુ ધારી **શીલચદ્ર** પોતાની સ્ત્રી **હીરાની** પાસે આવ્યો અને તેણીને નીચે પ્રમાણે બોધ આપવાની વાત કહેવા માડી

**શીલચદ્ર**—કેમ શ્રાવિકા! જો જરા ધ્યાન આપો તો એક સારી વાત કહુ

**હીરા**—શી વાત કરવી છે? કહો ને, તમારે મોઢે બોલવુ છે, એમા મારૂ શુ જવાનુ છે?

**શીલચદ્ર**—જો, તમે ક્રોધ ન રાખો તો તમારા મનને બહુ આનદ થાય

**હીરા**—અમારામા તો ક્રોધ નથી, તમારા મનમા ક્રોધ હશે જે ક્રોધ રાખતુ હશે તે ફાટી પડશે (સોગન ખાય છે)

**શીલચદ્ર**—હુ તમને ફાટી પડવાનુ કહેતો નથી ફક્ત તમારા હિતની ખાતર કહુ છુ

**હીરા**—એવુ હિત અમારે જોઇતુ નથી તમારે મારી આગળ જેમ તેમ બોલવુ નહીં

**શીલચદ્ર**—એમા હુ જેમ તેમ શુ બોલ્યો?

**હીરા**—ત્યારે શુ હુ બોલી? જે બોલ્યુ હશે તે ફાટી પડશે

**આનંદા** કહે છે—હે સદ્‌ગુણી પુત્રીઓ ! આ પ્રમાણે **હીરા** અને **શીલચંદ્રને** ઘણી વાર કજીયા થયા કરતા, અને લોકોમા મોટી ફજેતી થતી હતી તેમજ આખા પ્રપંચપુરમા તેમની ચર્ચા થતી હતી આખરે **શીલચંદ્ર** હીરાથી કંટાળી ગયો અને બે ત્રણ વખત નાશીને વિદેશમા ચાલ્યો ગયો હતો છેવટે પોતાની નઠારી સ્ત્રીના દુઃખ વડે તેના હૃદયમા મોટી ચિંતા રહેવાથી તેને ક્ષયરોગ લાગુ પડયો, અને તે મહા રોગમાજ તેના દુઃખી જીવનની સમાપ્તિ થઈ હતી

હે સદ્‌ગુણી સુતાઓ ! આ પ્રમાણે સ્વભાવથી થયેલા કજોડાનુ એવુ નઠારૂ પરિણામ આવે છે પુરૂષ અને સ્ત્રીના જુદા જુદા સ્વભાવથી તેમનો ગૃહ-સંસાર સારી રીતે ચાલતો નથી, એ વાત તો સિદ્ધ સમજવી માટે વયનુ કજોડુ, ગુણનુ કજોડુ, અને સ્વભાવનુ કજોડુ એ ત્રણે ન થાય, તેવો પાકો વિચાર કરી છોકરી તથા છોકરાનો સંબંધ જોડવો, જેથી એમનો સંસાર સર્વ રીતે સુખી થાય વય, ગુણ અને સ્વભાવથી મળતુ એવુ સ્ત્રી પુરૂષનુ જોડુ, આ દુઃખમય સંસારમા પણ સુખ મેળવી શકે છે દરેક ગૃહકાર્યમા તેઓ પરસ્પર એકમત થઇ પોત પોતાના કાર્યો સાધી શકે છે એવા સુખી જોડાથીજ આ શ્રાવકનો સંસાર સુધરે છે તેના સુખી શ્રાવક સંસારમા ખરેખર શ્રાવક ધર્મ સચવાય છે જૈન ધર્મના સિદ્ધાંત પ્રમાણે ગૃહસ્થ શ્રાવકના બાર વ્રતો પણ તેવા શ્રાવકના જોડાથી પાળી શકાય છે તેવા પવિત્ર સ્ત્રી પુરૂષમાજ સમકિત પ્રાપ્ત થાય

છોકરીને વયમા આવ્યા પેહેલા પરણાવી દેવી જોઇએ વળી કેટલાએક માબાપો છોકરીને સારા સબધની રાહ જોઇને મોટી કરે છે, અને જ્યારે કોઈ સબધ મારો મ ળ્યો એટલે તરતજ તેનુ વેવિશાળ અને વિવાહ બને સાથે કરે છે આ રીવાજ પણ બગબર પસદ કરવા યોગ્ય નથી જ્યારે કન્યા આઠ વર્ષ ઉપરાતની થઈ એટલે તેના વેવીશાળને માટે શોધ કરવા માડવી, જ્યારે દશ વર્ષની કન્યા થાય, ત્યારે તો તેનુ વે-વિશાળ થવુ જ જોઇએ પછી બે વર્ષ જાય ત્યારે તેણીનો વિવાહ કરવો આમ કરવાથી ઘણા ફાયદા થાય છે, કારણ કે, વેવિશાળ અને વિવાહની વચ્ચે બે વર્ષ જવાથી વર અને કન્યાના ગુણ દોષ જોઈ શકાય છે, વળી બનેના માબાપોની નીતિ રીતિ અને કુલીનતા પણ દેખાઇ આવે છે માટે, પેહેલા વેવિશાળ કર્યા પછી અમુક લાબી મુદતે વિવાહ કરવામા ઘણા ફાયદા થાય છે તેમ આઠ વર્ષની નાની ઉમરના બાળક છોકરીનુ વેવિશાળ પણ ન કરવુ, કારણ કે, તેટલી ઊમરમા વર કન્યાના ગુણદોષ જણાતા નથી જો ઘણીજ નાની ઊમરમા વેવિશાળ કરવામા આવે તો પછી ઉપર કહેલા ત્રણ જાતના કજોડામાથી એક ક જોડુ થયા વગર રહેતુ નથી, કેટલેક ઠેકાણે તો ત્રણે જાતના અથવા બે જાતના કજોડા પણ સાથે થયેલા જોવામા આવે છે

પ્રીય પુત્રીઓ ! જે માબાપો વેવિશાળ અને વિવાહ સાથે કરે છે, તેમા કેટલાએક નઠારા બનાવો બને છે, તે તમે ધ્યાન દઈને સાભળજો છોકરી જ્યારે વયમા આવી ગઈ હોય અને તેનુ વેવિશાળ થતુ નહોય તો તેના માબાપને

રાખવાનું છે કે, કન્યાના કરતા વર મોટો હોવો જોઇએ પણ કન્યાની વય કરતા બમણી વયથી વધારે વયવાળો પુરૂષ ન હોવો જોઇએ એ વાત ખાસ ધ્યાનમા રાખવાની છે આવી રીતે બરાબર તપાસ કર્યા પછી કરેલો સબંધ પરિણામે ઘણોજ સુખકારી નીવડે છે તે મહાનુભાવ આચાર્ય તે પ્રસંગે લખે છે કે, બરાબર તપાસ કરી કરેલા સબંધ—રેવીશાળથી જે વિવાહ થાય, તે ધર્મ વિવાહ કહેવાય છે અને પવિત્ર હૃદયના શ્રાવકોએ પોતાની પ્રજાનો ધર્મ વિવાહજ કરવો જોઇએ ધર્મ વિવાહ કરવાનો હેતુ સદ્ગુણી અને કુલવાન સ્ત્રી પ્રાપ્ત કરવાનો છે જ્યારે તેવી યોગ્ય સ્ત્રી પ્રાપ્ત થાય છે, એટલે તેની સાથે ગૃહ-સસાર ઉચ્ચ પ્રકારનો બને છે તેવો સસારજ શ્રાવકનો ખરેખરો સસાર કહેવાય છે તેવા સસારને સદ્ગુણી શ્રાવિકા સારી રીતે દીપાવે છે તે કુલદીપિકા શ્રાવિકાના ઉદરથી ઉત્તમ સતતિ ઉત્પન્ન થાય છે, ઘરમા સારી શાતિ પ્રવર્તે છે, ગૃહકાર્યની વ્યવસ્થા સારી થાય છે, શુદ્ધ સદાચાર સેવાય છે અને દેવ, અતિથિ-મીજમાન તથા બાધવ વર્ગનો સારો સત્કાર થઇ શકે છે

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ! આનદા આ પ્રમાણે પોતાની પુત્રી લલિતા અને બીજી શ્રાવિકાઓને બોધ આપતી હતી તે વખતે પ્રેમદાએ વચમા પુછ્યુ

**પ્રેમદા**—આનદા બ્હેન! તમે આ વાત ઘણા ઉપયોગની કહી છે, શ્રાવકોની પુત્રીઓનો કેવા વરની સાથે સબધ જોડવો જોઇએ, એ વાત દરેક માબાપોએ અભ્યાસ

જે સત્ય વચન મુખ બોલેરે, [1]અવગુણના છોડે ચાળા,
શ્રાવક જન સ્નેહે સોપોરે, એ વરને શ્રાવક બાળા　　૩

જે શીળ તણું વ્રત રાખીરે, નવ નિરખે [2]પરની બાળા,
શ્રાવક જન સ્નેહે સોપોરે, એ વરને શ્રાવક બાળા　　૪

વ્રત બાર ધરે તે અંગેરે, [3]જે શ્રાવક ગુણની શાળા,
શ્રાવક જન સ્નેહે સોપોરે, એ વર ને શ્રાવક બાળા　　૫

નવ કરવા [4]પાય પ્રસારેરે, કામ જગતમા જે કાળા[5],
શ્રાવક જન સ્નેહે સોપોરે, એ વર ને શ્રાવક બાળા　　૬

જે સર્વ સધર્મી બધુરે, હૃદય વિષે કરતા વ્હાલા,
શ્રાવક જન સ્નેહે સોપોરે, એ વર ને શ્રાવક બાળા　　૭

જે દુખિત જનને દેખીરે, નિત્ય બને [6]કરૂણાવાળા,
શ્રાવક જન સ્નેહે સોપોરે, એવરને શ્રાવક બાળા　　૮

---

આ પ્રમાણે લલિતાએ અને ચચળે સાથે ગરબી ગાઈ તે સાભળી બધી શ્રાવિકાઓ ઘણીજ ખુશી થઈ ગઈ પછી પ્રમદા નીચે પ્રમાણે બોલી

પ્રેમદા—આનદા બ્હેન! આવી મજેની ગરબી મારી ચચળાને આવડે છે, એ વાત તો હુ અહીંજ જાણુ છુ

---

૧ નઠારા ગુણના ચાળા ૨ પારકી સ્ત્રીને ૩ જે બાર વ્રત શ્રાવકના ગુણોની શાળારૂપ છે ૪ પગ ૫ જગતમા જે મળા કામ છે તે ૬ દયાવાળા

શ્રાવિકાઓના કહેવાથી આનદાબે તેજ વિષય ઉપર પોતાની ઉપદેશ વાર્તા આગળ ચલાવી

આનદા કહે છે, હે પુત્રીઓ ! એવી રીતે કોઈ જાતનું કજોડુ ન થાય, તેનો વિચાર કરી સુજ્ઞ માબાપે પોતાની દીકરીને રૂપ, ગુણ અને વય એ ત્રણે બાબતોમા યોગ્ય એવા પતિની સાથે પરણાવવી

જો આપણી દીકરી બાર વર્ષની હોય તો તેને માટે વીશ વર્ષનો વર જોવો, અને ઘણી અડચણ આવે તો ઘણામા ઘણો ત્રીશ વર્ષનો જોવો, પણ એથી મોટો જોવો નહિ. બીજા કેટલાએક લોકો કે જેમના કુળમા વીશ વર્ષની કન્યાઓ થાય છે, તેમણે પણ ત્રીશ વર્ષનોજ વર જોવો જોઈયે, તેવી કન્યાઓને માટે કઈ બમણો અથવા બીજો મોટો એટલે ચાળીશ કે પચાશ વર્ષનો ન જોવો. કેમકે કારણ કે, એવા મોટા વરની સાથે જે વિવાહ કરવામા આવે તે વર્ણવિવાહ કહેવાતો નથી જો કોઈ આપત્તિના કારણથી કન્યા મોટી થઈ ગઈ હોય તે તેમા પણ કમમાં કમતી કન્યા કરતા પાચ વર્ષે મોટો વર જોવો. અને ઘણામા ઘણો પંદર વર્ષે મોટી વયનો વર જોવો, પણ એથી નાનો અથવા મોટો જોવો એ અણઘટતુ છે

બહેનો ! આ એકલુ વય જોવાનુ નથી પણ રૂપ, ગુણ, કુળ તથા ધન એ જુદા પાચ વસ્તુ જોવી જોઈએ. રૂપમા આપણી છોકરીના રૂપની સમાન અથવા સારા રૂપવાળો વર જોવો. તથા ગુણના એટલે વિદ્યા, વિનય, વિવેક વગેરે

છે આવા લક્ષણોને બરાબર જાણનારા વિદ્વાનો આજકાલ થોડા છે, તોપણ જો કોઈ તેનો વિદ્વાન્ મળી આવે તો છોકરા તથા છોકરીનુ વેવિશાળ કરતી વખતે એક બીજાના શરીરના લક્ષણો પણ તપાસાવવા અને તેથી પણ કેટલાએક ખાત્રી કરી લેવી તે સિવાય જો વર કન્યાની બરાબર જન્મ કુંડળી લેવામા આવી હોય તો તેના ગ્રહ જોઇ, તે વડે પણ માબાપે પોતાની બનતી ચોકસી કરવી

પ્રિય બ્હેનો ! હાલમા કેટલાએક લોકો સામુદ્રિક લક્ષણ અને જ્યોતિષને વેહેમરૂપ ગણી કાઢી નાખે છે, પણ એ વાત ઘણી ઝીણી છે, તેથી આ વખતે હુ તમારી આગળ તે વિષે વધારે કહેતી નથી પણ તેને માટે આપણા જૈનશાસ્ત્રમા સારી રીતે લખેલુ છે, તે કોઈ પ્રસગે જણાવીશ અત્યારે તો હુ ટુકામા એટલુ જ કહેવાનુ છે કે, આપણી દીકરીને જે પુરૂષની સાથે પરણાવવી છે, તેની બરાબર ચોકસી કરવાની જરૂર છે કારણ કે જેની સાથે રહીને આપણી દીકરીને બધી જીદગી ગુજારવાની છે, તેની બરાબર યોગ્ય તપાસ કરવાની પૂરેપૂરી જરૂર છે વળી તમે સમજો છો કે, ગાય અને દીકરી જ્યા દોરે ત્યા જાય છે તેથી એ પરાધીન બાળાને આપણે દોરીને એવે ઠેકાણે આપવી કે, જેથી એ તેણીના ગૃહ—સસારમા સુખી થાય અને પોતાનો શ્રાવિકાધર્મ સારી રીતે બજાવી શકે દરેક સુજ્ઞ માબાપોએ એટલુ તો અવશ્ય યાદ રાખવુ કે, પોતાની પ્રજા ભવિષ્યમાં કેવી રીતે સુખ સંપાદન કરી શકે ?

સાભળી, જો લલિતા બ્હેન ગાઇ સભળાવે તો પછી હુ પણ તેને મોઢે કરી લઇશ

તે પછી પ્રેમ, પુતળી અને જયા વિગેરે પણ બોલી ઉઠયા લલિતા બ્હેન ! એ ગરબીનો લાભ અમને પણ મળવો જોઇએ

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ ! પછી આનદા ની આજ્ઞાથી લલિતાએ તે સુદર ગરબી નીચે પ્રમાણે ગાઇ બતાવી હતી

---

## માતા તરફથી પુત્રીને શિક્ષા

"તીર્થ તણી આશાતના નવ કરીએ" એ રાહ.

માતા કહે નિજ પુત્રીને સુણ બ્હેની,
મારી શીખની વાત,
પૂરણ પ્રેમથી ધારજે તે [1]મજેની,
તારા હિતની એ વાત (એ ટેક)

દેવગુરૂ ને ધર્મને નિત્ય સેવી,
લેજે સમકિત છાપ,
ભાવ ધરીને ભાવજે ભલી રીતે,
શુદ્ધ ભાવના આપ માતા કહે ૧

સત્યવદી સત્ય ચાલજે સર્વ સાથે,
છોડી છલતાની વાત,

૧ મજાહદાર

પુસ્તક પ્રેમથી વાચજે બોધ લેવા,
તેમા રાખજે વ્હાલ,
જૈન સતીના ખ્યાલને મન ધરજે,
તુ છે [1]વીરની બાળ માતા કહે ૮

---

લલિતાએ આ પ્રમાણે ગરબી ગાઇ સભળાવી, તે સાભળી બધી શ્રાવિકાઓ ઘણીજ ખુશી થઇ ગઈ તે વખતે ચચળે નીચે પ્રમાણે કહ્યુ

લલિતા બ્હેન! આ સુદર ગરબી મને લખી આપો તો હુ આવતાં કાલેજ યાદ કરી લઉ

**લલિતા**—ચચળ બ્હેન! એ ગરબી મે એક ચોપડીમા લખેલી છે, તે ચોપડીજ હુ તમને આપીશ એટલે તમે તમારી જાતે લખી લેજો બીજી જે કોઈ બ્હેનોને લખવી હોય તેઓ પણ એ ચોપડી ઉપરથી ખુશીથી લખી લે

**આનદા**—બ્હેનો! આજે નિત્યના નિયમ પ્રમાણે આપણો વખત થઇ ગયો છે, માટે આજની ઉપદેશ વાર્તા સમાપ્ત કરવામા આવે છે (બોલો આદીશ્વર ભગવાનની જય)

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ! પછી આનદા પોતાની ઉપદેશ વાર્તા સમાપ્ત કરી બેઠી થઇ એટલે બીજી બધી શ્રાવિકાઓ બેઠી થઈ પોતપોતાને ઘેર ચાલતી

પુસ્તક પ્રેમથી વાચજે બોધ લેવા,
તેમા રાખજે વ્હાલ,
જૈન સતીના ખ્યાલને મન ધરજે,
તુ છે [1]વીરની બાળ.　　　　માતા કહે ૮

---

લલિતાએ આ પ્રમાણે ગરબી ગાઇ સભળાવી, તે સા ભળી બધી શ્રાવિકાઓ ઘણીજ ખુશી થઇ ગઈ તે વખતે ચચળે નીચે પ્રમાણે કહ્યુ

લલિતા બ્હેન ! આ સુદર ગરબી મને લખી આપો તો હુ આવતી કાલેજ યાદ કરી લઉ

**લલિતા**—ચચળ બ્હેન ! એ ગરબી મે એક ચોપ ડીમા લખેલી છે, તે ચોપડીજ હુ તમને આપીશ એટલે તમે તમારી જાતે લખી લેજો બીજી જે કોઈ બ્હેનોને લ ખવી હોય તેઓ પણ એ ચોપડી ઉપરથી ખુશીથી લખી લે

**આનદા**—બ્હેનો ! આજે નિત્યના નિયમ પ્રમાણે આપણો વખત થઈ ગયો છે, માટે આજની ઉપદેશ વાર્તા સમાપ્ત કરવામા આવે છે (બોલો આદીશ્વર ભગવાનની જય)

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ ! પછી આનદા પોતાની ઉપદેશ વાર્તા સમાપ્ત કરી ઉઠી ઉભી થઇ એટલે બી-જી બધી શ્રાવિકાઓ ઉઠી થઈ પોતપોતાને ઘેર સ્વ.દતી

૧ મહાવીર પ્રભુની

રહી છે, તે અન્યાય છે મારા માબાપે મને બાળપણથી મોઢે ચડાવી અને મારા સાસરીયા તરફ મને અનાદર કરાવ્યો, તેથીજ હું મારા માબાપને અને મારા સાસરીયાને અણગમતી થઈ પડી છું તે વિષે આનંદદાસીએ આજે ખરેખરો ઉપદેશ આપ્યો છે મને તો મારા દોષના કરતા મારા માબાપનો વધારે દોષ માલમ પડયો છે જો તેમણે બાળપણથીજ મારી ઉપર વધારે મોહ રાખ્યો ન હોત અને મને એટલી બધી વધારે પડતી મોઘવટ ન કરી હોત તો મારી આ દશા થાત નહીં માશીબા! તમને વધારે શું કહું, પણ આ તમારી બ્હેને મને ઘણીવાર એવી અવળી શીખામણ આપી છે કે, જેથી કરીને મારા સાસરીયાઓનો મારી ઉપર ઘણો અભાવ થઈ ગયો અને આખરે મારી ઉપર શોક્યનું શાલ ઉભું થયું, જેથી મારો બધો જન્મારો દુખમય થઈ ગયો

પ્રેમદા—કેમ નંદુ બ્હેન! આ પોતી કહે છે, તે ખરૂ છે?

નંદુ—મોટી બ્હેન! તમારી આગળ મારે ખરેખરૂં કહેવું જોઇએ કે, એ છોકરીની વાત ખરેખરી છે પ્રિય બ્હેન! અમે તેના ઉપરના મોહને લીધે તેને [illegible] દગી બગાડી છે, જેથી આજે અમારે રોઈ રોઈ રોવાનો વખત આવ્યો છે મોટી બ્હેન! તમને [illegible] ખરુ ક- લાગે એવી કેટલી એક અવળી [illegible] શીખામણ અજ્ઞાન બાળાને મે આપી હતી [illegible] પોતે

શ્રીને ઉપાશરે ગઇ હમેશનો સમય થયો એટલે પ્રેમદા, ચચળ, પ્રેમ, પુતળી, જયા, નદુ અને પોતી વિગેરે બધી શ્રાવિકાઓ આનદાને ઘેર આવી ત્યા આનદા તેમના જો વામા આવી નહી, એટલે તેમણે લલીતાને પૃછયુ, એટલે ચચળ બોલી બ્હેનો! આજે મોટુ પર્વ છે, તેથી આનદા કાકી જ્ઞાનશ્રી સાધ્વીજીને ઉપાશરે ગયા છે, ત્યા તેઓ આખા દિવસનો પોષહ લેવાના છે, માટે આજ તો આનદા કાકીને ઠેકાણે લલિતા બ્હેન બેસે અને આપણને ઉપદેશ વાર્ત્તા કરે, તો વધારે સારૂ

**જયા**--હા! એ બરાબર છે, હુ પણ એમજ કહેવાની હતી

તે વખતે પ્રેમદા, પ્રેમ, પુતળી વિગેરે બધા બોલી ઊઠયા કે, આજનુ ઉપદેશ વાર્તાનુ કામ લલિતા બ્હેન કરે

આ પ્રમાણે બધાનો આગ્રહ જોઈ લલિતા વિનયથી બોલી

બ્હેનો! તમે મને મારી બાને ઠેકાણે બેસવાનુ અને તેમની જેમ ઉપદેશ વાર્તા કહેવાનુ કહો છો, પણ એ કોઇ રીતે યોગ્ય નથી હુ બાળક, એવા માનને લાયક નથી જો તમારી બધાની મરજી હોય તો મારી બાએ એક વખતે **જયંતી** નામની સતીની વાર્તા કહી હતી, તે મને મનગર યાદ છે, તો હુ તમને કહી સભળાવુ, જેથી આ પણો ... વસ લેખે થાય

શ્રીને ઉપાશરે ગઇ હમેશનો સમય થયો એટલે પ્રેમદા, ચંચળ, પ્રેમ, પુતળી, જયા, નંદુ અને પોતી વિગેરે બધી શ્રાવિકાઓ આનંદાને ઘેર આવી ત્યાં આનંદા તેમના જોવામાં આવી નહીં, એટલે તેમણે લલીતાને પૂછ્યું, એટલે ચચળ બોલી બ્હેનો! આજે મોટું પર્વ છે, તેથી આનંદા નકી જ્ઞાનશ્રી સાધ્વીજીને ઉપાશરે ગયા છે, ત્યાં તેઓ આખા દિવસનો પોષહ લેવાના છે, માટે આજ તો આનંદાકાકીને ઠેકાણે લલિતા બ્હેન બેસે અને આપણને ઉપદેશ વાર્ત્તા કરે, તો વધારે સારૂં

**જયા**—હા! એ બરાબર છે, હું પણ એમજ કહેવાની હતી

તે વખતે પ્રેમદા, પ્રેમ, પુતળી વિગેરે બધા બોલી ઉઠયા કે, આજનું ઉપદેશ વાર્તાનું કામ લલિતા બ્હેન કરે.

આ પ્રમાણે બધાનો આગ્રહ જોઇ લલિતા વિનયથી બોલી

બ્હેનો! તમે મને મારી બાને ઠેકાણે બેસવાનું અને તેમની જેમ ઉપદેશ વાર્તા કહેવાનું કહો છો, પણ એ કોઇ રીતે યોગ્ય નથી હું બાળક, એવા માનને લાયક નથી જો તમારી બધાની મરજી હોય તો મારી બાએ એક વખતે **જયતી** નામની સતીની વાર્તા કહી હતી, તે મને બરાબર યાદ છે, તો હું તમને કહી સભળાવું, જેથી આ પર્વનો આજનો દિવસ લેખે થાય

તે પ્રશ્નના ઉત્તરમાં પ્રભુએ કહ્યું કે, જયંતી! અઢાર પાપ સ્થાનકે કરી જીવ જલદી ભારે કર્મી થાય છે

જયંતી—ભગવન્! એ અઢાર પાપ સ્થાન કયા? તે કૃપા કરી કહો

લલિતા કહે છે, બ્હેનો! પછી વીર ભગવતે જયંતીને જે અઢાર પાપ સ્થાન કહ્યા, તે તમે એક ચિત્તે સાંભળજો, આપણે શ્રાવિકાએ એ અઢાર પાપ સ્થાનનો હમેશા ત્યાગ કરવાનો છે

ભગવાન્ કહે છે—જયંતી! જીવની હિંસા કરવી તે પહેલું પાપ સ્થાન છે જૂઠું બોલવું એ બીજું પાપ સ્થાન છે કોઈની ચીજ ચોરી જવી, એ ત્રીજું પાપ સ્થાન છે શીલને ગુમાવી વિષય સેવવા એ ચોથું પાપ સ્થાન છે હદ ઉપરાંત પૈસો, ઘરેણાં અને વસ્ત્ર વિગેરે ચીજોનો સંગ્રહ કરવો, એ પાંચમું પાપ સ્થાન છે ગુસ્સો કરવો, એ છઠું પાપસ્થાન છે માન કે અહંકાર રાખવો એ સાતમું પાપ સ્થાન છે માયા-કપટ રાખવું, એ આઠમું પાપ સ્થાન છે લોભ રાખવો એ નવમું પાપસ્થાન છે કોઈ માણસ ઉપર અથવા કોઈ વસ્તુ ઉપર અતિશય રાગ રાખવો, એ દશમું પાપ સ્થાન છે, કોઈની ઉપર દ્વેષ કરવો, એ અગીયારમું પાપ સ્થાન છે કોઈની સાથે કલહ કજીઆ કરવો, એ બારમું પાપ સ્થાન છે કોઈની ઉપર ખોટું આળ નાખવું [illegible]રમું પાપ સ્થાન છે. બીજાની સાચી [illegible] ચાડી [illegible]ખાવી, એ ચાદમું પાપ સ્થાન છે કોઈ

તે પ્રશ્નના ઉત્તરમા પ્રભુએ કહ્યુ કે, જયતી ! અઢાર પાપ સ્થાને કરી જીવ જલ્દી ભારે કર્મી થાય છે

**જયંતી**—ભગવન્ ! એ અઢાર પાપ સ્થાન કયા ? તે કૃપા કરી કહો

લલિતા કહે છે, બ્હેનો ! પછી વીર ભગવતે જયતીને જે અઢાર પાપ સ્થાન કહ્યા, તે તમે એક ચિત્તે સાભળજો, આપણે શ્રાવિકાએ એ અઢાર પાપ સ્થાનનો હમેશા ત્યાગ કરવાનો છે

ભગવાન્ કહે છે—જયતી ! જીવની હિંસા કરવી તે પહેલુ પાપ સ્થાન છે જૂઠુ બોલવુ એ બીજુ પાપ સ્થાન છે કોઈની ચીજ ચોરીજવી, એ ત્રીજુ પાપ સ્થાન છે શીલને ગુમાવી વિષય સેવવા એ ચોથુ પાપ સ્થાન છે હદ ઉપરાત પૈસો, ઘરેણા અને વસ્ત્ર વિગેરે ચીજોનો સગ્રહ કરવો, એ પાચમુ પાપ સ્થાન છે ગુસ્સો કરવો, એ છઠુ પાપસ્થાન છે માન કે અહકાર રાખવો એ સાતમુ પાપ સ્થાન છે માયા-કપટ રાખવુ, એ આઠમુ પાપ સ્થાન છે લોભ રાખવો એ નવમુ પાપસ્થાન છે કોઈ માણસ ઉપર અથવા કોઈ વસ્તુ ઉપર અતિશય રાગ રાખવો, એ દશમુ પાપ સ્થાન છે, કોઈની ઉપર દ્વેષ કરવો, એ અગીયારમુ પાપ સ્થાન છે કોઈની સાથે કલહ કજીઓ કરવો, એ બારમુ પાપ સ્થાન છે કાઈની ઉપર ખોટુ આળ નાખવુ, એ તેરમુ પાપ સ્થાન છે બીજાની સાચી ખોટી ચાડી-ચુગલી કરવી, એ ચાૈદમુ પાપ ...

હે પૂજ્ય ભાઈ અને બ્હેનો ! તે પછી મહાવીર પ્રભુએ જયતીને આ પ્રમાણે કહ્યું

હે શ્રાવિકા જયતી ! જે જીવો ચારિત્ર ધર્મને અંગીકાર કરી તેને પાળતા ન હોય, જેઓ તેને અનુસરતા ન હોય, જેઓ પૂજ્ય વડિલ કે વડિલ વર્ગને માનતા ન હોય, જેઓ ધર્મકરણી કરી પ્રસિદ્ધ થયા ન હોય, જેઓ ધર્મજ્ઞાન ધારણ કરી બીજાને ઉપદેશ કરતા ન હોય, જેઓ ધર્મને માન આપતા ન હોય, જેઓ ધર્મને વિષે રાગ ધરતા ન હોય, જેઓ પોતાના કુળાચારને પાળતા ન હોય, જેઓ અધર્મ અને અનીતિથી પોતાની આજીવિકા ચલાવતા હોય અને જેઓ દુરાચારને સેવનારા હોય, તેવા જીવો સુતા સારા, પણ જાગતા સારા નહીં, કારણ કે, જો તે જીવો જાગતા હોય તો બધા પ્રાણીઓને દુઃખ અને પરિતાપ કરનારા થાય છે ? અને જો તેઓ સુતા હોય તો પ્રાણીઓને દુઃખ અને પરિતાપ કરનારા થતા નથી માટે જેટલા પાપી જીવો છે તે બધા સુતાજ સારા છે હે જયતી ! જે જીવો ચારિત્ર ધર્મને પાળનારા, તેને અનુસરનારા, પૂજ્ય તથા વડિલ વર્ગને માન આપનારા, ધર્મકરણીથી પ્રસિદ્ધિ પામેલા, ધર્મનો ઉપદેશ કરનારા, ધર્મને આદર આપનારા, ધર્મને વિષે પ્રેમ રાખનારા, સદાચારને સેવનારા, ધર્મ અને નીતિથી પોતાની આજીવિકા ચલાવનારા, અને દુરાચારનો ત્યાગ કરનારા હોય, તેવા જીવો જાગતા સારા. કારણ કે, જો તે જીવો જાગતા હોય તો સર્વ પ્રકારે પ્રાણીઓને સુખ આપનારા અને તેમના પરિતાપને

વીરપ્રભુ—શ્રાવિકા જયતી ! પૂર્વે જે મે તને પાપી જીવો કહેલા છે, તે દુર્બલ સારા કારણ કે, જો તે જીવો બળવાન્ હોય તો તેઓ બીજા પ્રાણીઓને દુખ અને પરિતાપ વધારે આપનારા થાય છે ? અને જો તેઓ નિર્બલ હોય તો બીજા જીવોને દુખ કે પરિતાપ આપનારા થઇ શકતા નથી માટે જે પાપી જીવો છે, તે દુર્બલ હોય તો સારૂ છે અને પુર્વે જે ધર્મી જીવો કહ્યા, તે બળવાન સારા છે કારણ કે, જો તેઓ બળવાન હોય તો પોતાના મન, વચન અને કાયાના બળથી બીજા પ્રાણીઓના દુખ કે પરિતાપને હરનારા થાય છે અને બીજાઓને ધર્મ ના માર્ગમા યોજનારા થાય છે, માટેજ કહેલુ છે કે, કેટલાએક જીવો બળવાન સારા અને કેટલાએક જીવો નિર્બળ સારા છે વીરપ્રભુના આવા વચન સાભળી જયતીના હૃદયમા વિશેષ આનદ પ્રાપ્ત થયો અને તે પોતાના નિર્મળ હૃદયમા એના બળવાન જીવોની ગણનામા ગણાવાની ભાવના ભાવવા લાગી

લલિતા કહે છે, બ્હેનો ! શ્રાવિકા જયતીના પ્રશ્નના ઉત્તરમા વીરપ્રભુએ જે બાબત જણાવી, તે આપણે હૃદયમા મનન કરવા યોગ્ય છે આ જગતમા જે જીવો સારા બળવાન ગણાવા લાયક છે, તેઓની ગણનામા આપણે ગણાવુ જોઇએ આપણે મનના બળથી ધાર્મિક કાર્યોમા જોડાવુ જોઇએ અને એ મહાબળનો ઉપયોગ બીજા પ્રાણીઓના ઉપકારમા કરવો જોઇએ જૈન જ્ઞાન અને જૈન નીતિરીતિરૂ મહાબળ પ્રાપ્ત કરી એ બળનો સદુપયોગ કરી આપણે આપણા શ્રાવિકા જીવનને સાર્થક કરવુ જોઇએ

ટલાએક નઠારા કામ કરી શકે નહીં જો પાપી જીવો ઉ
દ્યમી હોય તો તેઓ પાપનાજ ઉદ્યમો કર્યા કરે છે

અને જે ધર્મી જીવ છે, તેઓ ઉદ્યમી સારા કારણ છે,
તેઓનો ઉદ્યમ ધર્મને માટેજ હોય છે વળી તેઓ પોતાના
ઉદ્યમથી ગુરૂની, વડિલોની, તપસ્વીઓની, આજ્ઞાની, કુ
ટુબના લોકોની, અને સાધર્મીઓની વૈયાવચ્ચ કરવામા પો
તાના આત્માને જોડે છે, એટલુજ નહીં પણ તેઓ બીજા
ઓના આત્માને પણ તેવા કામમા જોડાવે છે એટલા માટે
તેવા જીવો ઉદ્યમી સારા અને તે સિવાયના પાપી જીવો
આળસુ સારા એમ સમજવુ છે

પ્રિય બ્હેનો! વીર પ્રભુની આ વાત સાભળી જયતીના
મનમા અતિ આનદ આવી ગયો અને તે પછી તે મહા
સતી ઉત્તમ ભાવના ભાવતી પ્રભુને વારવાર વદના કરવા
લાગી પછી જયતીના હૃદયમા વૈરાગ્ય ભાવ ઉત્પન્ન થયો
અને તેથી તેણીએ પ્રભુની પાસે વ્રત લેવાની માગણી કરી
ત્યાણે પ્રભુએ તેને અધિકારિણી જાણી પાચ મહાવ્રત ધારણ
કરાવ્યા તે વખતે તેના ભત્રીજા ઉદાયન રાજાએ પોતાની
ફુઈ જયતીની દીક્ષાનો ભારે ઉત્સવ કર્યો હતો

બ્હેનો! શ્રાવિકા રત્ન જયતી સાધ્વી થઇ પૃથ્વીમા વિ
ચરી તે મહાનુભાવા સાધ્વીએ અર્હત ધર્મનો પવિત્ર ઉપ
દેશ આપી ઘણી શ્રાવિકાઓનો ઉદ્ધાર કર્યો જયતીનુ ચા
રિત્ર ભારતવર્ષ ઉપર ઉત્તમ કીર્તિને પ્રાપ્ત થયુ હતુ એ
રાજપુત્રીએ પોતાની ક્ષત્રિયવટ પોતે ધારણ કરેલા મહાવ્રતો

કરવાથી દોષ થોડો હોય, અને લાભ ઘણો
, કરવાની જૈન સિદ્ધાંત આજ્ઞા આપે છે

આરાં આવા વચન સાભળી તે દયાળુ સ્રીના
તરફ પ્રેમ ઉત્પન્ન થયો અને તેથી તેના મ
ઉપર પ્રસન્નતાનો દેખાવ થઈ રહ્યો. પછી
નમાણે કહ્યુ બાઇ શ્રાવિકા ! તારી કહેવાની
મારૂં હૃદય પ્રસન્ન થયુ છે પણ જે આ શ્લો
ા તે સંસ્કૃત ભાષામા છે, તો તને સંસ્કૃતનો
હીં પછી મે તેને વિનયથી જણાવ્યુ, બ્હેન !
ભાષાનુ ઉંચુ જ્ઞાન મારામા પ્રાપ્ત થયુ નથી,
લોકનુ ચરણ તમે બોલો છો, એવા શ્લોકનો
ા એટલુ જ્ઞાન મેં સંપાદન કર્યું છે

સ્રી મારો હાથ પકડી મને તેના ઘરમા લઈ
ા હીંડોળા ઊપર પોતાની સાથે બેસાડી તે
તો કરવા લાગી

હુ એક વિદ્વાન બ્રાહ્મણની સ્રી છુ મારૂ
છે મારા પતિ આ કાંતિપુરના રાજા ધર્મસિં
છે રાજા ધર્મસિંહ જૈનધર્મી છે તોપણ
વિદ્વાનોને સારૂં માન આપે છે દરેક વિદ્વા
તે ઓષકારક સાર લઈને પોતાના જીવનને
શ્લોકનુ ચરણ હુ હમેશા બોલ્યા કરૂં છુ,
એક મહાસતીની વાર્તા છે તે સતી સ્રી
ટોમમા થયેલી છે તેની રસિક અને

છે વળી જે કરવાથી દોષ થોડો હોય, અને લાભ વધારે હોય, તે કામ કરવાની જૈન સિદ્ધાંત આજ્ઞા આપે છે.

બ્હેનો! મારાં આવાં વચન સાંભળી તે દયાળુ સ્ત્રીના હૃદયમાં મારી તરફ પ્રેમ ઉત્પન્ન થયો અને તેથી તેના મનોહર મુખ ઉપર પ્રસન્નતાનો દેખાવ થઇ રહ્યો. પછી તેણીએ આ પ્રમાણે કહ્યું બાળ શ્રાવિકા! તારી કહેવાની મધુરતા જોઈ મારૂં હૃદય પ્રસન્ન થયું છે પણ જે આ શ્લોકનું ચરણ છે તે સંસ્કૃત ભાષામાં છે, તો તને સંસ્કૃતનો બોધ છે કે નહીં પછી મે તેને વિનયથી જણાવ્યું, બ્હેન! હજુ સંસ્કૃત ભાષાનું ઉંચું જ્ઞાન મારામાં પ્રાપ્ત થયું નથી, તોપણ જે શ્લોકનું ચરણ તમે બોલો છો, એવા શ્લોકનો અર્થ કરી શકું એટલું જ્ઞાન મેં સંપાદન કર્યું છે

પછી તે સ્ત્રી મારો હાથ પકડી મને તેના ઘરમાં લઈ ગઈ અને મને હીંચોળા ઊપર પોતાની સાથે બેસારી તે મારી સાથે વાર્તા કરવા લાગી

બાળા! હું એક વિદ્વાન બ્રાહ્મણની સ્ત્રી છું મારૂં નામ શાંતા છે મારા પતિ આ કાંતિપુરના રાજા ધર્મસિંહના આશ્રિત છે, રાજા ધર્મસિંહ જૈનધર્મી છે તોપણ બધા ધર્મના વિદ્વાનોને સારૂં માન આપે છે દરેક વિદ્વાનોની પાસેથી તે બોધકારક સાર લઇને પોતાના જીવનને સુધારે છે જે શ્લોકનું ચરણ હું હમેશા બોલ્યા કરૂં છું, તે શ્લોક ઊપર એક મહાસતીની વાર્તા છે, તે સતી સ્ત્રી અમારી બ્રાહ્મણની કોમમાં થયેલી છે તેની રસિક અને

પતિ જ્યારે સુખવાસ લઈ ઘડીવાર બેસે તે વખતે તમની આજ્ઞા લઈને સુખદા સુખે ભોજન કરતી હતી ભોજન કરી રહ્યા પછી તે પતિની પાસે પાછી હાજર થતી, અને પછી સુતેલા પતિના ચરણ દાબવા વિગેરે સેવા કરતી હતી

હે શ્રાવિકા! સુખદા આ પ્રમાણે હમેશા પતિની ભક્તિ કરી પોતાના દિવસો નિર્ગમન કરતી હતી મનાન્વી તે રાત્રિના એક પોહોર સુધી તે પતિની ભક્તિ કરતી અને તેને જ પોતાનુ ખરૂ કર્ત્તવ્ય માનતી હતી તે કોઈ દિવસ પતિની આજ્ઞા વિના કાંઈપણ કામ કરતી ન હતી ભોજન આસન, શયન અને બીજી બધી ક્રિયાઓ કરતી વખતે તે પોતાના પતિને પુછતી અને તેમની આજ્ઞા મળ્યા પછી તે તે કામનો તે આદર કરતી હતી ટુંકામા તે પોતાના પતિને એક ઈષ્ટદેવના જેવા પૂજ્ય અને રાજાની જેવા નિયામક તરીકે જાણતી હતી

બ્રાહ્મણોને જમાડયા હતા ત્યારથી હમેશા શિવશર્મા અને સુખદા બને દંપતી સ્નાન કરી શુદ્ધ વસ્ત્ર પેહેરી તે અગ્નિના કુંડમાં હોમ કરતા અને પોતાનો ગૃહસ્થ ધર્મ નીતિ તથા ધર્મથી પાળતા હતા

એક વખતે એવું બન્યું કે, શિવશર્મા પોતાનું નિત્ય કર્મ કરી, હોમ કરી અને ભોજન લઇ ઘરના એક ભાગમાં બેઠો હતો, તેનો પુત્ર આનંદશર્મા ઘરના આગણામાં અગ્નિના કુંડની પાસે રમતો હતો આનંદશર્માની ઉંમર પાંચ વર્ષની હતી તેનામાં મુગ્ધ બુદ્ધિનો લોપ અને નવીન વિદગ્ધ બુદ્ધિનો પ્રકાશ વતો જતો હતો, તે વખતે શિવશર્માના અંગમાં કાંઇક આળસ ઉત્પન્ન થયું અને તેથી વાત કરતા કરતા તે પોતાની સ્ત્રી સુખદાના ઉત્સંગમાં સુઇ ગયો તેના નેત્ર ઉપર નિદ્રાનું ઘેન એવું થઇ આવ્યું કે, તે ગાઢ નિદ્રાને તાબે થઇ ગયો

હે શ્રાવક બાળા! આ વખતે એવું બન્યું કે, આનંદશર્મા રમતો રમતો અગ્નિના કુંડ પાસે આવ્યો અને અચાનક રમતા રમતા તે અગ્નિના કુંડમાં પડી ગયો જેના ઉત્સંગમાં પોતાનો પતિ મસ્તક મુકીને સૂતેલો છે એવી સુખદાએ પોતાના બાળ પુત્રને અગ્નિના કુંડમાં પડતો જોયો સુખદા ખરેખર સાધ્વી સ્ત્રી હતી, જો તે પોતાના પતિનું મસ્તક ખોળામાથી દૂર કરી પુત્રને બચાવાને દોડે તો પતિની નિદ્રાનો ભંગ થાય, આવા વિચારથી એ સતી સુખદા ઉઠી નહીં તેના નેત્રમાથી પુત્રના શોકને માટે અશ્રુધારા ચાલવા લાગી' તે વખતે એ વિપ્રબાળા હૃદયમાં નીચે પ્રમાણે ચિંતવવા લાગી

હુ જરા પણ દાઝચો નથી શિવશર્મા આનદાશ્ચર્ય પામી બોલ્યો—પ્રિયા ! આ ચમત્કાર તારા પતિવ્રતપણાનો જ્યો છે પ્રિયા ! તારા જીવનને ધન્ય છે સતીઓનો પ્રભાવ દિવ્ય છે તારી પતિભક્તિ અને તારૂ પતિવ્રત અલૌકિક છે, અને તેથીજ આપણા બાળપુત્રની રક્ષા થઈ છે પછી સુખદાએ પોતે કરેલી ઇશ્વરપ્રાર્થના અને પોતાના સતી ધર્મની શુદ્ધતાને માટે કરેલા ચિતવનની બધી વાત પતિને કહી સભળાવી

શાતા કહે છે, હે શ્રાવક સુતા ' તે વખતે તે સતી સુખદાનો પતિ શિવશર્મા નીચેનો શ્લોક બોલ્યો હતો

" सुत पतत प्रसमीक्ष्य पावके
न बोधयामास पतिं पतिव्रता ।
पतिव्रताया व्रतभगशकया
हुताशन श्चदनपक्क शीतल: " ॥ १ ॥

" પોતાના પુત્રને અગ્નિમા પડતો જોઇને પણ પતિવ્રતાએ પોતાના પતિને જગાડયો નહીં પછી તે પતિવ્રતા સ્રીના પતિવ્રતનો ભગ થવાની શકાથી અગ્નિ ચદનના કાદવની જેમ શીતલ થઈ ગયો " ૧

હે શ્રાવક પુત્રી ! ત્યારથી મે મારા પતિની પાસેથી તે શ્લોક મોઢે કરી લીધો છે અને તેનુ છેલ્લુ વચન મને બહુ પ્રીય હોવાથી હુ તેને વારવાર બોલ્યા કરૂ છુ

લલિતા કહે છે—હે બ્હેનો ! પછી તે શાતાની પાસે

હુ જ! પણ દાઝયો નથી ગિનશર્ગો સાન આશ્ચર્ય પામી બોલ્યો—પ્રિયા! આ ચમત્કાર તારા પતિવ્રતપણાથી થયો છે પ્રિયા! તારા જીવનને ધન્ય છે સતીઓનો પ્રભાવ દિવ્ય છે તારી પતિભક્તિ અને તારૂ પતિવ્રત અલૌકિક છે, અને તેથીજ આપણા બાળપુત્રની રક્ષા થઈ છે પછી મુખાએ પોતે કરેલી ઇશ્વરપ્રાર્થના અને પોતાના સતી ધર્મની શુદ્ધતાને માટે કરેલા ચિંતનની બધી વાત પતિને કહી સંભળાવી

માતા કહે છે, હે શ્રાવક સુતા! તે વખતે તે સતી સુખાનો પતિ વિપ્રશર્મા નીચેનો શ્લોક બોલ્યો હતો

" सुत पतत ममवीक्ष्य पावके
न नाधयामास पतिं पतिव्रता।
पतिव्रताया व्रतभंगशंकया
हुताशन श्चंदनपंक शीतल " ॥ १॥

" પોતાના પુત્રને અગ્નિમા પડતો જોઇને પણ પતિવ્રતાએ પોતાના પતિને જગાડયો નહીં પછી તે પતિવ્રતા સ્ત્રીના પતિવ્રતનો ભંગ થવાની શંકાથી અગ્નિ ચંદનના કાદવની જેમ શીતલ થઈ ગયો " ૧

હે શ્રાવક પુત્રી! ત્યારથી મે મારા પતિની પાસેથી તે શ્લોક મોઢે કરી લીધો છે અને તેનુ ઉચ્ચ વચન મને બહુ પ્રિય હોવાથી હુ તેને વારવાર બોલ્યા કરૂ છુ

લલિતા કહે છે—હે બ્હેનો! પછી તે શાતાની પાસે

**લલિતા**—ચચળ બ્હેન! ખુશીથી લખી લ્યો બીજી જે કોઇ બ્હેનોને લખવો હોય તો તેઓ પણ ખુશીથી લખી લે

**પ્રેમ-પુતળી**—લલિતા બ્હેન! અમને સસ્કૃત ભાષા આવડતી નથી, તેથી અમારાથી તો શી રીતે લખી શકાશે?

**લલિતા**—જો તમને સસ્કૃત લખતા ન આવડતુ હોય તો હુ લખી આપીશ

**પ્રેમ-પુતળી**—બ્હેન લલિતા! અમને સસ્કૃત અક્ષરો લખતા તો આવડશે, પણ સસ્કૃત શ્લોકનો ઉચ્ચાર કરતા નહીં આવડે, તો પછી અમારે તે લખેલો શ્લોક શા કામનો છે?

**લલિતા**—બ્હેનો! તમે પડીકમણુ તથા નવ સ્મરણ જાણો છો? કે નહીં?

**પ્રેમ-પુતળી**—બ્હેન! આનદ શાશીનો સમાગમ થયા પછી અમે નાનુ પડીકમણુ જાણવા માડ્યુ છે, પણ તેમા હજી સસ્કૃત શ્લોક બરાબર બોલતા આવડતા નથી

**લલિતા**—બ્હેનો! તમે મોટુ પડિક્મણુ અને નવ સ્મરણ શીખશો એટલે સસ્કૃત શ્લોકના ઉચ્ચાર શીખવા પડશે તેથી તમને આ શ્લોકનો ઉચ્ચાર પણ આવડશે

**ચચળ**—પ્રેમ તથા પુતળી બ્હેન! તમે શામાટે સસ્કૃત ભાષાથી મુઝાઓછો? હુ તમને તે શ્લોકનો ઉચ્ચાર શીખવીશ

તેઓ હમેશા નિયમસર વાચવા લખવાનો અભ્યાસ રાખશે તો તેઓ થોડા વખતમા સારૂ જ્ઞાન મેળવી શકશે

પ્રેમદા—લલિતા બ્હેન! અભ્યાસમા કેવી રીતે નિયમથી વર્ત્તવુ ? તે મને સમજાવો

લલિતા—પ્રેમદા ભાભુ! હમેશા સવારે અગર બપોર એક બે સામાયિક લેવાનો નિયમ રાખો અને તે સામાયિક વખતે હમેશા થોડો થોડો અભ્યાસ કરો, એથી તમને ધર્મ અને જ્ઞાન બનેનો લાભ થશે

પ્રેમદા—તે સામાયિક કયા કરવુ ?

લલિતા—જો કોઈ ભણેલ બાઈનો યોગ હોય તો ઘેર કરવુ, નહીં તો જ્ઞાનશ્રી જેવી સાધ્વીને ઉપાશ્રયે જઇને કરવુ જો તમે હમેશા જ્ઞાનશ્રી સાધ્વીને ઉપાશ્રયે જઇ શકો તેમ ન હોય તો તમે ઘેર સામાયિક કરો, અને ચચળ બ્હેનની પાસે થોડો થોડો અભ્યાસ કરો

પ્રેમ—લલિતા બ્હેન! તમે જ્ઞાનશ્રીને ઉપાશ્રયે જવાનુ કહ્યુ, તે મને વધારે સારૂ લાગે છે

લલિતા—તે વધારે સારૂ, એ વાત ખરી પણ કદાપિ હમેશા ત્યા ન જઈ શકાય તો પછી ઘેર સામાયિક લેવામા પણ કાઈ હરકત નથી

પ્રેમ—લલિતા બ્હેન! ઘેર સામાયિક લેવામા બીજી

લલિતા કહે છે-બ્હેનો ! જે શ્લોકને માટે તમને જાણવાની ઇચ્છા થઈ છે, તે શ્લોક સંસ્કૃત ભાષાનો છે એ ભાષા આપણા આર્ય દેશમા ઘણીજ પૂજ્ય ગણાય છે એ ભાષાને માટે આપણા દેશમા મોટુ માન છે તે ભાષાને આપણા વિદ્વાનો દેવતાની ભાષા કહે છે આપણા ધર્મના ઘણા પુસ્તકો એ ભાષામા લખાએલા છે બ્હેનો ! જો તમારે તમારા જીવનમા ખરેખરો જ્ઞાનનો આનંદ લેવો હોય તો તમે થોડી ઘણી પણ સંસ્કૃત ભાષા શીખજો આપણા ધર્મના જે સૂત્રો છે તે માગધી ( પ્રાકૃત ) ભાષામા લખાએલા છે, તેમજ તે વાચવાનો આપણો અધિકાર પણ નથી, પણ જે સંસ્કૃત ભાષાના ચરિત્રના ગ્રંથો લખાએલા છે તથા માગધી ભાષામા લખાએલ પ્રકરણો છે તે વાચવાનો આપણો અધિકાર છે એ સંસ્કૃત ભાષાનુ જ્ઞાન આખા ભારતવર્ષમા ઊંચામા ઊંચુ ગણાય છે બ્હેનો ! જો તમારે તમારા હૃદયને, તમારી જીહ્વાને અને તમારા મુખને પવિત્ર કરવુ હોય તો એ ભાષા શીખજો જ્યારે તમે તમારા મધુર સ્વરથી સંસ્કૃત ભાષાના શ્લોકો બોલશો, ત્યારે તમને બોલનારને અને સાભળનારને એક જુદીજ તરેહનો આનંદ થઇ આવશે જ્યારે આપણે દેરાશરમા દર્શન કરવાને જઇએ છીએ ત્યારે જો કોઈ ભણેલી બાળ શ્રાવિકા પ્રભુની આગળ ઉભી રહી કોઈ શ્લોક બોલતી હોય તે વખતે આપણને તે સાભળવામા કેટલો આનંદ આવે છે? તેનો તમે અનુભવ કરી લેજો બ્હેનો! સંસ્કૃત ભાષાની મધુરતા અલૌકિક છે એ ભાષાના જેટલાં વખાણ

તેમજ તે સંગીત વિદ્યાનો પણ શોખી હતો તેમાં ખાસ કરીને-સ્ત્રીઓના ગાયન ઉપર તેની વધારે પ્રીતિ હતી

શ્રીનગરમાં શ્રાવકોની વસ્તી ઘણી હતી ધનાઢ્ય શ્રાવક પ્રજાએ તે નગરની અંદર અને બાહેર ઘણા સુંદર ચૈત્યો બંધાવ્યા હતા રાજા ચંડવર્માની હિંસા જોઈ શ્રીનગરની જૈન પ્રજા ઘણીજ દુખવાતી હતી નાના અને મોટા અસંખ્ય પ્રાણીઓની હિંસા થવાથી દયા ધર્મવાળી બધી પ્રજા કંપી ઉઠતી હતી

એક વખતે તે બધી જૈન પ્રજાએ એકત્ર થઇ વિચાર કર્યો કે, આપણો રાજા કોઈ રીતે હિંસાના કામથી નિવૃત્ત થતો નથી, માટે આપણે બધા સાથે મળીને તેની આગળ એવી વિનતિ કરીએ કે જેથી રાજા હિંસાના દુર્વ્યસનને છોડી દે આવું ધારી શ્રીનગરની બધી જૈન પ્રજા એકઠી થઇ રાજા ચંડવર્માની પાસે આવી, અને તેમણે શિકાર છોડી દેવા ઘણી આજીજી સાથે વિનતી કરી રાજા ચંડવર્માએ તે વાત માની નહિ અને તેણે પેહેલાની જેમ શિકાર કરવાનું ચાલુ રાખ્યું એક વખતે કોઇ જૈન મુનિ શ્રીનગરમાં આવી ચડયા તેમણે સારો ઉપદેશ આપી શ્રીનગરના સંઘને ખુશી કર્યો અને તેમના હૃદયમાં ધર્મની સારી છાપ પાડી ઉપદેશ સાંભળી રહ્યા પછી શ્રાવકોએ મુનિરાજને વિનતિ કરી કે, મહારાજ! જો કોઇ ઉપાયથી અમારા રાજાને બોધ કરો તો ઘણી સારી વાત થાય, તેઓ અમારા દેખતા હમેશા હજારો જીવોની હિંસા કરે છે શ્રાવકોના આવા વચન સાંભળી મુનિ

માહેથી કેટલીએક શ્રાવકોની બાળિકાઓને ત્યાં બોલાવવામાં આવી, એક બે દિવસમાં શ્રાવકબાળાઓએ મુનિ પાસેથી સંસ્કૃતની મધુર કવિતા શીખી લીધી અને પછી એક દિવસ નક્કી કરી સંઘના આગેવાનોની સાથે તે બાળિકાઓ શ્રીનગરની બાહેર આવેલા એક જિન ચૈત્યમાં આવી

એક વખતે રાજા ચંડવર્મા શિકારની તૈયારી કરી નગરની બાહેર નીકળ્યો બરાબર ચૈત્યની પાસે આવ્યો ત્યાં શ્રાવકોની બાળિકાઓએ ઊંચે સ્વરે સંસ્કૃત ગાયન ગાવા માંડયું બાળ શ્રાવિકાઓના મધુર કંઠમાંથી નીકળતો એ સંસ્કૃત ગાયનનો સ્વર સાંભળી રાજા ચંડવર્મા ઊભો રહ્યો તેની મનોવૃત્તિ એ મધુર ગીતને સાંભળવામાં આકર્ષાઈ ગઈ તરતજ રાજા શિકારના સોબતીઓને ઊભા રાખી અને પોતે ઘોડા ઉપરથી ઉતરી જિનચૈત્યની અંદર આવ્યો ત્યાં એક તરફ બાલિકાઓને અને બીજી તરફ સંઘના આગેવાનોને ઊભેલા જોયા રાજા જેવો અંદર આવ્યો, કે તરતજ શેઠીઆઓની સમસ્યાથી તે બાળિકાઓ ગાયન કરતી બંધ થઇ ગઈ રાજા ચંડવર્મા બોલ્યો બાળિકાઓ! તમે શા માટે ગાતી બંધ થઇ ગઇ? તમારૂં મધુર ગાયન ચલાવો તે સાંભળવાની મારી ઘણી ઇચ્છા છે તે વખતે પેલા આગેવાનો શેઠીઆ આવી કહેવા લાગ્યા-મહારાજા! આ બાલિકાઓ જે ગાયન ગાય છે, તે દેવભાષામાં ગાય છે, ને કોઇ હિંસા કરનાર માણસ પાસે આવે તો તે ભાષા બોલાતી નથી તે દેવભાષા હોવાથી દયાળુ અને પવિત્ર માણસના કાન ઉપરજ આવે છે મહારાજા!

ઓએ નમ્રતાથી જણાવ્યું મહારાજા ! જો આપની પ્રતિજ્ઞા દૃઢ હશે તો આ બાળિકાઓના કંઠમાં દેવભાષા પ્રગટ થશે પછી તેઓએ પોતાની બાલિકાઓને કહ્યું કે, બ્હેનો ! આ આપણા મહારાજાએ હિંસાનો ત્યાગ કર્યો છે, તો હવે પ્રભુની સમક્ષ ને સંસ્કૃત ગાયનનું સ્મરણ કરો પછી શેઠીઆઓની સૂચનાથી તે શ્રાવક બાળાઓએ પાછું સંસ્કૃત ગાયન શરૂ કર્યું તે સાભળી રાજા ચંડવર્મા ઘણોજ પ્રસન્ન થઈ ગયો અને તે ઘણીવાર સુધી ત્યાં ઉભો રહ્યો, જ્યારે એ ગાયન પુરૂં થયું, ત્યારે બાલિકાઓ બોલતી બંધ થઈ પછી રાજાએ શેઠીઆઓને પુછ્યું કે, આ સંસ્કૃત ગાયન કોણે રચ્યું છે ? અને આ બાળાઓ ક્યાંથી શીખી છે ? પછી શેઠીઆઓએ રાજાને જણાવ્યું કે, અમારા ગુરૂ એક મુનિએ આ કવિતા કરેલી છે અને આ બાળાઓને શીખવનારા પણ તેઓ છે રાજાએ શુદ્ધ ભાવથી કહ્યું, મહાશયો ! તમે એ તમારા ગુરૂના મને દર્શન કરાવો પછી તે શેઠીઆઓ રાજા ચંડવર્માને તે જૈન મુનિની પાસે લઇ ગયા અને ત્યાં મુનિએ તેમને સારો પ્રતિબોધ આપ્યો છેવટે રાજા ચંડવર્મા એક જૈન રાજા થયો, અને તેણે વિમાનના જેવા મનોહર ચૈત્યોથી શ્રીનગર અને તેના ગજ્યના બીજા ગામોને અલંકૃત કર્યા હતા

લલિતા કહે છે–હે બ્હેનો ! એવી રીતે સંસ્કૃત ભાષાની મધુરતાથી ચંડવર્મા જેવો હિંસક રાજા પ્રતિબોધ પામ્યો હતો એ રાજાની પાસે બીજા મિથ્યાત્વી પુરૂષો કદિ સંસ્કૃત ભાષા બોલતા હશે પણ તે ભાષાની મધુરતા અને અસર જૈન બાળિકાઓના મુખથી જેવી તેને થઇ તેવી બીજા

પદ્મા—હુ આ રૂપનગરમા રહુ છુ

સાધ્વી—તમે શુ શુ ભણ્યા છો ?

પછી પદ્માએ પોતાનો જે અભ્યાસ હતો, તે બધો સાધ્વીજીને જણાવ્યો

સાધ્વી—તમે એ અભ્યાસ કોની પાસે કર્યા છે ?

પદ્મા—મારા પીયરમા એક ભણેલી શ્રાવિકા છે, તેની પાસે મે આ અભ્યાસ કરેલો છે

સાધ્વી—એ શ્રાવિકા સસ્કૃત જાણે છે કે નહિ ?

પદ્મા—ના, તે સસ્કૃત જાણતા નથી

સાધ્વી—તમે કાઈ સસ્કૃતનો અભ્યાસ કર્યા છે કે નહિ ?

પદ્મા—ના મે સસ્કૃતનો અભ્યાસ કર્યો નથી

સાધ્વી—શામાટે ન કર્યો ?

પદ્મા—ભાઇએ કહ્યુ છે, આપણે જેટલુ ધર્મનુ ઉપયોગી ભણવાનુ છે, તેમા સસ્કૃત ભાષા ભણવાની જરૂર નથી, વળી તે ઘણીજ કઠણ ભાષા છે

સાધ્વી—શ્રાવિકા ! જો તમે સસ્કૃત ભાષાનુ થોડુ ઘણુ જ્ઞાન મેળવશો તો તમને ઘણોજ ફાયદો થશે

પદ્મા—ગુરૂણીજી ! એ ખરી વાત છે, સસ્કૃત ભણવા

પદ્મા—હુ આ રૂપનગરમા રહુ છુ

સાધ્વી—તમે શુ શુ ભણ્યા છો ?

પછી પદ્માએ પોતાનો જે અભ્યાસ હતો, તે બધો સાધ્વીજીને જણાવ્યો

સાધ્વી—તમે એ અભ્યાસ કોની પાસે કર્યો છે ?

પદ્મા—મારા પીયરમા એક ભણેલી શ્રાવિકા છે, તેની પાસે મે આ અભ્યાસ કરેલો છે

સાધ્વી—એ શ્રાવિકા સસ્કૃત જાણે છે કે નહિ ?

પદ્મા—ના, તે સસ્કૃત જાણતા નથી

સાધ્વી—તમે કાઈ સસ્કૃતનો અભ્યાસ કર્યો છે કે નહિ ?

પદ્મા—ના મે સસ્કૃતનો અભ્યાસ કર્યો નથી

સાધ્વી—શામાટે ન કર્યો ?

પદ્મા— [illegible] કોઈએ કહ્યુ છે, આપણે જેટલુ ધર્મનુ ઉપયોગી ભણવાનુ છે, તેમા સસ્કૃત ભાષા ભણવાની જરૂર નથી, વળી તે ઘણીજ કઠણ ભાષા છે

સાધ્વી—શ્રાવિકા ! જો તમે સસ્કૃત ભાષાનુ થોડુ ઘણુ જ્ઞાન મેળવશો તો તમને ઘણોજ ફાયદો થશે

પદ્મા [illegible]

ઓ ને ભાષાના જ્ઞાન વિના ઘણા અશુદ્ધ શબ્દો બોલે છે કેટલીએક ઉપાશ્રયને **અપાશરો** કહે છે, **શ્રાવકને શાવક** કહે છે, અને **સામાયિકને સનાગ** કહે છે, આવા કેટલાએક શબ્દોને તેઓ અશુદ્ધ કરી બોલે છે તેનુ કારણ સંસ્કૃત ભાષાનુ અજ્ઞાનજ છે, માટે એ પવિત્ર ભાષાનુ જ્ઞાન અવશ્ય મેળવવાની જરૂર છે

ધર્મદાસ શેઠે ફરીવાર જણાવ્યુ કે, હવે આજે આપણો નિત્યનો વખત થઇ ગયો છે, માટે આજની ઉપદેશ વાર્તા બધ કરવામા આવે છે, ( બોલો આદીશ્વર ભગવાનની જય )

પછી ધર્મદાસ શેઠ, અને ગગા વિગેરે બીજી શ્રાવિકાઓ ઉઠીને પોતપોતાને ઘેર ચાલી જાય છે

## દિવસ ૧૨ મો



મદા અને તેની બ્હેન નદુ આન ને ઘેર આવતા રસ્તામા મળે છે

**પ્રેમદા**—કેમ નદુ બ્હેન! તારી સાથે પોતી નથી આવી ?

**નદુ**—મોટી બ્હેન! ગઈ કાલે સાઝે પોતી તેને સાસરે ગયેલ છે

ગરો કરી તે તેણીની પાસે બેઠી રહી છે, અને તેણીને દવા પાણી વિગેરે આપવામા ઘણીજ સવાચેતી રાખેલી છે ન દુખાઈ! તમારી દીકરી પોતી ખરેખરી રત્ન છે તેણીનામા આવા ગુણ ક્યાથી આવ્યા? એ અમને ઘણો આચબો થાય છે મોટી બ્હેનો પછી મે તેમને કેટલા એક વિવેકના વ ચનો કહી સારૂ મનાવ્યુ પછી મે પોતીને પાસે બો લાવી અને પુછયુ કે, પોતી બ્હેન! તુ આપણે ઘર કયારે આવીશ?

પોતી—જો માગ સાસુ રજા આપે તો હમણાજ આવુ અત્યારે મારી જેઠાણીની તબીયત સારી છે

મોટી બ્હેન! પછી મે પોતીની સાસુને પુછયુ કે, પોતીને રજા આપો તો હુ તેને મારે ઘેર તેડી જાઉ પછી પોતાની સાસુએ કહ્યુ કે, હવે તો તમારી પોતી વગર અમને અહી ગમશે નહીં તમારે પોતીની શી જરૂર છે? પછી મે તેમને કહ્યુ કે પોતીને મારે ઉપદેશ વાર્ત્તા સા ભળા લઈ જવી છે તેની સાસુએ કહ્યુ કે, ઉપદેશ વાર્ત્તા સાભળવાથી શુ થાય છે? મે કહ્યુ, જે આ પોતીના તમે વખાણ કરો છો, તેનુ કારણ ઉપદેશ વાર્ત્તા છે જયારથી પોતીએ ઉપદેશવાર્ત્તા સાભળવા માડી છે, ત્યારથી એના મા ઘણા સદ્દગુણો દાખલ થઇ ગયા છે તે વખતે પોતીની સાસુએ શોક કરતા કહ્યુ કે, જો આવા ગુણ પેહેલેથીજ આ મા હોત તો તેના વરનુ વેવિશાળ બી જી સ્ત્રી સાથે શામાટે કરત! હવે શુ કરવુ? જે બ ન્યુ તે ખરૂ પછી મે તેમને કહ્યુ કે, મારી દીકરીના

બ્હેનને ઘેર ઊપદેશવાર્ત્તા સાંભળવાને જઈએ વખત થઇ ગયો છે પછી નંદુ અને પ્રેમદા બંને આનંદાને ઘેર ઉપદેશ વાર્તા સાંભળવાને જાય છે

ધર્મદાસ શેઠ અને ગંગા નિત્યના નિયમ પ્રમાણે શ્રાવિકાશાળામાં આવે છે શ્રાવિકાશાળાનું સ્થળ બાળ, યુવાન અને વૃદ્ધ શ્રાવિકાઓથી ખીચોખીચ ભરાઇ જાયછે તે પછી ધર્મદાસ શેઠ નીચે પ્રમાણે મંગલાચરણ કરે છે—

### વસંતતિલકા

અર્હંત મંગળ કરો રિપને પ્રસારો,
પ્રેરો સુકર્મ મન કર્મ બધા વિદારો,
શ્રી જૈન શાસન તણા [1]સુર ચિત્ત ધારો,
સત શ્રાવિકા જન બનો સુખથી સુધારો　　૧

આ પ્રમાણે મંગળાચરણ થઇ રહ્યા પછી (આદીશ્વર ભગવાનની જય) એવા ધ્વનિથી શ્રાવિકાશાળા ગાજી ઊઠી

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ! આનંદા પોતાની પુત્રી લલિતા અને બીજી શ્રાવિકાઓને ઉપદેશ વાર્તા કરવાનો વખત થયો એટલે પોતાના નિત્યના સ્થાન ઊપર આવી હાજર થઈ તે વખતે ચંચળ, પ્રેમદા, અને નંદુ વિગેરે ત્યાં હાજર થયા થોડીવાર પછી પોતી પણ પોતાની સાસુની રજા લઇને આવી પહોચી બધો સમાજ એકઠો થયા પછી લલિતાએ ચંચળને પૂછયું કે, પ્રેમ

૧ દેવતા

જણાવ્યુ કે, લલિતા બ્હેનને ઘેર તેમની મા આનંદા મા સીની પાસે ઊપદેશ વાર્તા સાભળવાને જઇએ છીએ પછી તે જરા દિલગીર થઈને બોલી કે, બ્હેનો ! મારે તે સાભળવા આવવાની ઇચ્છા છે પણ કાઇ રીતે ત્યા આવી શકાય તેમ નથી કારણ કે, મે શુભ વેદનીય કર્મ મેળવ્યા નહીં હોય, તેથી મારાથી એ ઉપદેશ વાર્તા શી રીતે સભળાય ? પછી અમે તો બને વિચારમા પડયા કે, શુભ વેદનીય કર્મ શુ હશે ! જ્યારે અમોને તેમા સમજણ પડી નહીં પછી અમોએ તેને પુછ્યુ કે, સુદરી બ્હેન ! શુભ વેદનીય કર્મ એટલે શુ ? તેણીએ હસીને કહ્યુ, બ્હેનો ! તમે રોજ ઉપદેશ વાર્તા સાભળવા જાઓ છો, તોપણુ શુભ વેદનીય કર્મમા કાઇ સમજતા નથી તો પછી બીજામા શુ સમજતા હશો ? અમે કહ્યુ બ્હેન સુદરી ! અમારી ઉપદેશ વાર્તામા હજી એ બાબત આવી નથી તેથી અમે તે વિષે સમજતા નથી તુ જે તે વિષે સમજતી હો તો અમને સમજાવ, પછી તે સુદરીએ અમોને હસતા હસતા કહ્યુ, બ્હેનો ! પેહેલા હુ પણ કાંઈ સમજતી ન હતી પણ હાલ કેટલાએક દિવસ થયા જ્ઞાનશ્રીને ઉપાશ્રયે ધર્મવાર્તા સાભળવા જાઉ છુ, તેથી મને તે બાબતની સમજણ પડી છે પછી અમોએ તેને તે સમજાવવાની વિનતિ કરી એટલે તે સુદરી બોલી–બ્હેનો ! જેના શરીરમા કોઇ જાતનો રોગ ન હોય, તે શુભ વેદનીય કર્મ કહેવાય છે એ કર્મ જેને ઉદય આવ્યુ ન હોય, તેનુ શરીર સારૂ રહેતુ નથી અને રોગિષ્ટ રહ્યા કરે છે બ્હેનો ! મારા કહેવાનો અર્થ એવો છે કે, મારા કાનમા આજે ઘણા

**ચંચળ**—લલિતા બ્હેન ! જો આનંદા કાકીની આજ્ઞા હોય તો તે ગરબી અમને ગાઇ સંભળાવો

**આનંદા**—લલિતા ! ખુશીથી ગાઈ સંભળાવ

ધર્મદાસ શેઠ કહે છે—પછી લલિતાએ તે ગરબી નીચે પ્રમાણે ગાઇ સંભળાવી હતી

તે ગરબી તમારી શ્રાવિકાને મોઢે છે, તેથી જો તે ગાશે તો આપણ બધાને સારો આનંદ આવશે ધર્મદાસ શેઠના આવા વચન સાંભળી ગંગા તે વાત સમજી ગઇ અને પછી તે નીચે પ્રમાણે લલિતા વાળી ગરબી ગાવા લાગી —

---

## સ્ત્રીબોધના સાત વાર વિષે.

### ગરબી

( ત્રણપતા નામ રૂદેમા રહેજોરે એ રાગ. )

રવિવારે રસે જ્ઞાન ધરજોરે,
નિત્ય નિર્મળ બોધમા ઠરજોરે,
ઉપકારથી પરદુ ખ [1]હરજો,
સ્નેહે કરી શ્રાવિકા બોધ ધારોરે ૧

સોમવારે શ્રી સમકિત ધરજોરે,
દેવ ધર્મ ગુરૂ શુદ્ધ કરજોરે,

---

૧ દૂર કરજો

સાત વાર આ શ્રાવક નારીરે,
ગાય સાભળે સ્નેહથી ધારીરે,
જન્મ નારી તણો લે સુધારી,
સ્નેહે કરી શ્રાવિકા બોધ ધારોરે ૮

---

આ પ્રમાણે લલિતાએ તે ગરબી ગાઈ, તે સાભળી બધી શ્રાવિકાઓ ખુશી થઈ ગઇ પછી પ્રેમ અને પુતળીએ આનદાને પુછ્યુ, કે સુદરીએ જે શુભ વેદનીય કર્મ વિષે કહ્યું હતુ, તે શુ છે? તે અમને કૃપા કરી કહો? તે વખતે ચચળે વચમા કહ્યુ, આનદા કાકી! પ્રેમ તથા પુતળીએ જે વાત પુછી છે, તે ઉપયોગી છે, પણ ગઈ કાલે સાધ્વીજી જ્ઞાનશ્રીએ જે કાઇ ઉપદેશ આપ્યો હશે, તે અમને પેહેલા સભળાવો તો વધારે આનદ થશે.

**લલિતા**—ચચળ વ્હેન! તમે ઠીક કહ્યુ, મારી ઇચ્છા પણ તે સાભળવાની છે

**આનદા**—વ્હેનો! ગઈ કાલે જે વાત પ્રેમ અને પુતળી પુછે છે, તે વિષેજ અમને જ્ઞાનશ્રીએ બોધ આપ્યો હતો અને તે વખતે પેલી સુદરી શ્રાવિકા આવેલી હશે, તેણીએ શુભ વેદનીય કર્મની વાત પોતાને લાગુ પડતી હોવાથી યાદ રાખી લીધી હશે

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ! પછી આનદાએ પોતાની ઉપદેશ વાર્તા શરૂ કરી

આનદા—વ્હેનો! ગઈ કાલે પર્વનો દિવસ હોવાથી

વડો પોતાના સમાગમા સુખી ગણાન એટલુજ નહી પણ આ
આર્યદેશમા શ્રાવકનો સમાગ સર્વથી ઉચામા ઉચો ગણાન

પ્રેમદાના આવા વચન સાભળી આનદા બોલી, પ્રેમદા
બ્હેન ! તમને લલિતા તરફથી સતોષ થયો હોય, તો હુ
તેથી મારા મનમા વધારે ખુશી થાઉ છુ શ્રાવકની સુતા
ઓએ વિનીત થવુ જોઇએ વિનયવતી જૈન વનિતાઓએ
ભારતવર્ષ ઉપર જે કીર્ત્તિ મેળવી છે તે કીર્ત્તિ બીજા ગુણગ્રાહી
સ્ત્રીઓએ મેળવી નથી જૈનધર્મનુ વિનય મૂળ છે અને વિનય
ગુણને લીધેજ એ ધર્મે સર્વ આર્ય ધર્મની અદર પ્રથમ પદ મે
ળવ્યુ છે જો લલિતા એ વિનયનો ગુણ હમેશા ધારણ કરી રા
ખશે તો તે ભવિષ્યમા પોતાના સસારમા સારી રીતે સુખી
થશે, અને તેને માટે આ ઉપદેશ વાર્ત્તાનો જે આરભ કરેલો
છે, તે સર્વ રીતે સાર્થક થશે બ્હેનો ! હવે હુ તમને જ્ઞા
નશ્રી સાધ્વીના ઉપદેશની વાર્તા કહુ, તે એક ચિત્તે સાભળજો

નઇ કાલે સવારે હુ એ પરમ પવિત્ર સાધ્વીના ઉપા
શ્રયમા ગઈ હતી હજારો શ્રાવિકાઓ તે મહા સતીની આ
ગળ ઉપદેશ સાભળવા એકઠી થઈ હતી, શ્રાવિકાઓનો એ
વો મોટો સમાજ એકઠો થયો હતો, તો પણ સર્વ ઠેકાણે
શાતિ લાગતી હતી

આ વખતે સોમચદ્રની સ્ત્રી જયા વચમા બોલી ઉઠી
આનદા કાકીજી ! અમે તો સાભળીને આ ... કે,
આપણા ... ઓમાં
કાને તમારા

બોધ કર્યો હતો, પણ હુ તમને સક્ષેપથી કહુ છુ, તે સાભળો

એક વખતે જ્ઞાનશ્રી પોતાના ઉપાશ્રયમા ઉપદેશ વાર્તા કરતા હતા, તેવામા બૈરાઓએ વાતો કરવા માડી અને તેથી મોટી ગડબડ થઇ રહી તેથી સાધ્વીજીને મનમા ક્ષોભ થઇ ગયો અને તેઓ નીચે પ્રમાણે બોલ્યા

શ્રાવિકાઓ ! આજના ઉપદેશમા બીજી વાત કરવા પ હેલા, મારે તમને એક બાબત ઉપદેશ તરીકે કહેવાની છે, તે એક ચિત્તે સાભળશો

બ્હેનો ! તમે તમારા સસારની ખટપટમાથી છુટી ધ ર્મનો તથા નીતિનો ઉપદેશ લેવાને અહીં આવોછો અને તમે એમ સમજો છો કે, આપણે ધર્મની વાત સાભળવાને સાધ્વીને ઉપાશ્રયે જઇએ છીએ પણ એમા શુ બને છે! એ વાત તમારે સારી રીતે વિચારવાની છે તમે અહીં ધ ર્મનો લાભ લેવા આવો છો, પણ તેને બદલે તમે કર્મનો લાભ લઇ જાઓ છો શ્રાવિકાઓ ! તમે વિચાર કરો કે, આપણા જૈનશાસ્ત્રમા બીજાને અતરાય કરવાથી ઘણુ પાપ બેને, એવુ કહ્યુ છે તમે એ વાત ભુલી જઇ અહીં ધર્મની વાત સાભળવાને આવેલી બીજી સારી શ્રાવીકાઓને ધર્મ સાભળવામા ગડબડ કરી મોટો અતરાય કરો છો વળી જે તમને ધર્મની વાત કહેતુ હોય, તેના મનમા ક્ષોભ કરી તેને દુ ખી કરો છો બાઇઓ ! ધર્મનો ઉપદેશ સાભળવો એ કેવુ મોટુ ઉત્તમ કાર્ય છે? તેનો કાઇ પણ વિચાર કર્યા વગર તમે મોટી ગડબડ કરી એ ઉત્તમ કાર્યને બગાડી નઠારા કાર્યની અનુમોદના કરો છો, એ તમારે

મને કેમ શરમ લાગતી નથી? એ મને મોટું આશ્ચર્ય થાય છે બાઇઓ! આ તમારા સમાજમાં જો નાની નાની છોકરીઓ વધારે હોત તો મારા મનમાં એમ થાત કે, તેઓ બાળ સ્વભાવને લઇને ગડબડ કરતી હશે પણ તેવી છોક રીઓ કોઇ જણાતી નથી તમે તો મોટી ઉમરની પ્રૌઢ શ્રાવિકાઓ છો જ્યારે તમે આવી બાળ ચેષ્ટા કરો ત્યારે પછી બીજી બાળ શ્રાવિકાની શી વાત કરવી? બ્હેનો! હવેથી તમે આવી રીતની ગરબડ કરશો નહીં તે છતા જો તમારો એવો નઠારો સ્વભાવ પડી ગયો હોય તો તમારે બીજાઓને અંતરાય કરવાને અહીં આવવું નહીં એ શ્રેષ્ટ છે આવી ઉ પદેશ વાતામા તમે તમારા ઘરની અને પારકા ઘરની કુ થલી કરવા મંડી જાઓ છો, એ તમને શ્રાવિકાઓને વ ટતુ નથી કોઇ પોતાના બાપની, કોઇ માની, કોઈ સા સરાની, કોઇ સાસુની, કોઇ જેઠ તથા જેઠાણીની, કોઈ દી યર તથા દેરાણીની, કોઇ આડોશી પાડોશીની અને કોઇ બીજા સગાંવ્હાલાની નિંદાની વાતો કરી આ ધર્મના પવિ ત્ર સ્થાનને અપવિત્ર કરો છો એ કેવી નઠારી રીત કહેવાય?

બ્હેનો! તમે શ્રાવકાની માતાઓ, બ્હેનો અને સ્ત્રીઓ છો તમારૂં શુ કર્તવ્ય છે? એ તમારે સારી રીતે વિચાર વાનુ છે તમારા જેવી કુલીન શ્રાવિકાઓનો આ સદાચાર જણાતો નથી, પણ દુરાચાર ગણાય છે આ પ્રમાણે અંત રાય કરી નઠારા કર્મ બાધનારી સ્ત્રીઓને શ્રાવિકા કહેવી એ કહેનારને પાપ લાગવા જેવુ થાય છે

બાઇઓ! તમારા હિતની ખાતર મારે વધારે પડતુ

સ્પષ્ટતાથી સમજાવી હતી કે, જે સાભળનાથી નાની છોકરી પણ સમજી શકે તે પવિત્ર સાધ્વીજીની વાણીના જેટલા વખાણ કરીએ, તેટલા થોડા છે તેમની વાણીમા ઘણી સારી મીઠાશ રહેલી છે કે, જે સાભળનારને રમુજ સાથે બોધ મળે છે તેઓ દરેક બાબત એવી સ્પષ્ટ કરીને સમજાવે છે કે, જેમા કોઈ પણ સાભળનારને કાઇ પણ પુછવાનુ રહેતુ નથી વળી તેમા કોઈ જાતની શકા રહેતી નથી કદિ પ્રથમ કોઈ બાબતમા શકા ઉભી થાય પણ જ્યારે તે બાબત વિષે સારૂ વિવેચન કરે છે, ત્યારે સાભળનારને શકા બીલકુલ રહેતી નથી

બ્હેનો! ગઈ કાલે સાધ્વીજીએ દીકરી એ શબ્દનો અર્થ ઘણો સારો કરી બતાવ્યો હતો જે આપણી દરેક દીકરીઓને યાદ રાખવા જેવો છે વળી તેમા ઘણુ સમજવાનુ પણ મળે છે

**ચચળ**—આનદા કાકી! એ શબ્દનો અર્થ અમારે ઘણો ઉપયોગી હશે, માટે અમને પેહેલા તે સમજાવો

**આનંદા**—બ્હેનો! દીકરી એ શબ્દ મૂળ સસ્કૃતમાંથી થયેલો છે સસ્કૃતમા તેને **દુહિતા** કહે છે દુહિતાનો અર્થ દોહોનારી થાય છે એટલે જે પોતના માતા પિતાને દોહોવે, તે **દુહિતા** કહેવાય છે અર્થાત્ જે માતા પિતાની પાસેથી સારા સારા ગુણો દોહી લે તે દુહિતા આવો તેનો અર્થ થાય છે એટલે દીકરીને પોતાના માતા પિતાની પાસેથી પોતાને ભવિષ્યમાં ઉપયોગી થાય, તેવા

બ્હેનો ! પછી આપણા પૂજ્ય સાધ્વીજીએ સર્વ શ્રાવિકાઓને જણાવ્યું કે, તમારે દરેક શ્રાવિકાએ આપણા ધર્મના તત્વો જાણવા જોઇએ આપણા જૈનધર્મમા નવ તત્વો કહેવાય છે અને તે નવ તત્વ જાણવાથી આપણને આપણા ધર્મનું સારૂ જ્ઞાન પ્રાપ્ત થાય છે

**ચંચળ**—આનંદા કાકી ! અહિં મારે એટલુ પુછવાનુ છે કે, તે નવ તત્વોનુ જ્ઞાન ઘણી શ્રાવિકાઓને હોય છે, પણ તે પોપટિયુ જ્ઞાન હોય છે, તેની બરાબર સમજૂતી લઇને કોઇ નવ તત્વને જાણતુ નથી માટે તમે તે વિષેની અમને સારી સમજૂતી આપી કહેશો તો અમને ઘણોજ લાભ થશે

**આનંદા**—હવે તમે એક ધ્યાનથી નવ તત્વની સમજૂતી ધ્યાનમા લેજો આપણા જૈન ધર્મમા ભગવાન્ તીર્થંકરોએ નવતત્વો કહેલા છે તેમા પહેલુ જીવતત્વ છે જે પ્રાણોને ધારણ કરે તે, અથવા જેનામા જ્ઞાન કે ચેતના હોય તે જીવ કહેવાય છે તે જીવની જુદી જુદી છ જાતિ છે જેનામા ચેતના લક્ષણ હોય, તે એક પ્રકારના જીવની જાતિ કહેવાય છે બીજી જાતિમા જીવ ત્રસ અને સ્થાવર-એવા બે પ્રકારનો થાય છે જે જીવ હાલી ચાલી શકે, એટલે તડકેથી છાયામા આવે અને છાયામાથી તડકે જાય,-એ ત્રસ જીવ કહેવાય છે તેમજ જેને ત્રાસ-એટલે ભય હોય, તે ત્રસ જીવ કહેવાય છે જે જીવ સ્થિરતાવાળો એટલે હાલે ચાલે નહીં, તે સ્થાવર જીવ કહેવાય છે આ જીવની બીજી જાતિ કહેવાય છે

કોઈ અમુક સ્થાનમાંજ ઊપજીને ત્યાંજ રહેનારા છે તે કોઇ વસ્તુને ભેદી શકતા નથી અને તે બીજી વસ્તુથી ભેદી શકાય છે તેને અગ્નિ બાળી શકે છે અને તેઓ આ પણી મનુષ્યોની આંખોથી જોઇ શકાય છે

બ્હેનો! જે પાંચ ઇંદ્રિયવાળા જીવો છે, તેના સંજ્ઞી અને અસંજ્ઞી એવા બે ભેદ થાય છે જેનામાં મનની સંજ્ઞા હોય એટલે મનથી સમજનારા હોય, તે સંજ્ઞી કહેવાય છે અને જેઓને મનની સંજ્ઞા ન હોય તેઓ અસંજ્ઞી કહેવાય છે એટલે તેના સૂક્ષ્મ એકેંદ્રિય, બાદર એકેંદ્રિય, બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચૌરિંદ્રિય, સંજ્ઞી પંચેંદ્રિય અને અસંજ્ઞી પંચેંદ્રિય એવા સાત ભેદ થાય છે

બ્હેનો! એ સાત પ્રકારના જીવોના પર્યાપ્તા અને અપર્યાપ્તા, એવા બે પ્રકાર પડે છે એટલે તેના ચૌદ ભેદ થાય છે

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ! આ પ્રમાણે આનંદા પોતાની પુત્રી લલિતા અને બીજી શ્રાવિકાઓને બોધ આપતી હતી, ત્યાં સોમચંદ્રની સ્ત્રી જયા વચમાં બોલી ઉઠી.

જયા—કાકીજી! હું હમણાં નવતત્વ ભણું છું, અને લગભગ તે પૂરા થવા આવ્યાં છે, તોપણ મને પર્યાપ્તા અને અપર્યાપ્તાની બીલકુલ ખબર પડતી નથી તે મારી રીતે સમજાવો

આનંદા કહે છે—બ્હેનો! આપણો જીવ જે પુદ્ગલોને

તે અપર્યાપ્તા જીવ કહેવાય છે એટલે પર્યાપ્તા અને અપર્યાપ્તા એમ બધા મળીને જીવના ચૌદ ભેદ થાય છે બ્હેનો! એવી રીતે પેહેલા જીવ તત્ત્વ વિષે મે તમને સમજાવ્યુ, હવે બીજા અજીવ તત્ત્વને માટે કહુ છુ, તે ધ્યાનથી સાભળજો આ જગતમા કેટલીક વસ્તુની અદર ત્રણ ગુણ રહેલા હોય છે હાલવા ચાલવામા, સ્થિર રાખવામા, અને અવકાશ આપવામા સહાય કરનાર એ ગુણ વાળા પદાર્થો અજીવ તત્ત્વમા આવે છે જેનામા હાલવા ચાલવાને સહાય આપવાનો સ્વભાવ તેને આપણા શાસ્ત્રમા ધર્માસ્તિકાય કહે છે અને જેનામા સ્થિર રાખવાનો સ્વભાવ હોય તેને અધર્માસ્તિકાય કહે છે અને જે પદાર્થ એક જગ્યાએથી બીજી જગ્યાએ જતા અવકાશ આપવાના સ્વભાવવાળો છે, તે આકાશાસ્તિકાયના નામથી ઓળખાય છે એ ત્રણે ભેદના પાછા દરેકના ત્રણ ત્રણ ભેદ પડે છે સ્કધ, દેશ અને પ્રદેશ જે હાલવા ચાલવાને સહાય આપવાના સ્વભાવ વાળો આખો પદાર્થ હોય, તે સ્કધ કહેવાય છે અને તે સ્કધની સાથે સબધવાળો તેનો કેટલોએક ભાગ તે દેશ કહેવાય છે, અને જેના ભાગવાથી બીજો ભાગ થઇ શકે નહીં, તે પ્રદેશ કહેવાય છે આ પ્રમાણે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય દરેકના ત્રણ ત્રણ ભેદ પડવાથી નવ ભેદ થાય છે અને તેમા કાળ એટલે સમય નામનો પદાર્થ ઉમેરવાથી તે બધા મળીને અજીવના દશ ભેદ થાય છે તે અજીવ પદાર્થના પાછા બે ભાગ પડે છે, અરૂપી અજીવ અને રૂપી અજીવ ઉપર જે દશ ભેદ કહ્યા, તે અરૂપી અજીવના ભેદ છે અને રૂપી

કાર્મણ શરીર મેળવે છે શરીરનુ સારૂ સઘયણ એટલે બાંધો પ્રાપ્ત થાય છે શરીરનો રંગ ગોરો થાય છે શરીરમાંથી સારી ખુસબો આવે છે મીઠા મધુરા રસ મેળવાય છે શરીરે સારી સુવાલપ થાય છે શરીરનુ વજન જોઇએ તેવુ મળે છે શરીરમા સારૂ બળ પ્રાપ્ત થાય છે શ્વાસોશ્વાસ સારી રીતે લેવાય છે શરીરમા તેજ પ્રગટે છે ચદ્રની જેમ શીતળતા આવે છે ચાલવાની શકિત સારી થાય છે શરીરના બધા અંગના અવયવો સારી રીતે ગોઠવેલા થાય છે ત્રસ નામ કર્મના દશ પ્રકાર સારી રીતે પ્રાપ્ત થાય છે દાંત વિગેરે નાના અવયવો સ્થિરતાને પામે છે, લોકોમા પ્રિય થવાય છે કોયલના જેવો સારો કંઠ મેળવાય છે બોલેલા વચનને લોકો માન્ય કરે છે લોકમા સારી કીર્તિ થાય છે દેવ, મનુષ્ય અને તિર્યંચનુ આયુષ્ય બધાય છે અને કોઇ વાર ત્રણ ભુવનને પૂજવા યોગ્ય એવુ તીર્થંકર નામ કર્મ મેળવાય છે

બ્હેનો! આ પ્રમાણે પુણ્ય કરવાથી સારા ફળ મળે છે માટે તમારે મન, વચન અને કાયાથી પુણ્ય બધાય તેવા કામ કરવા પુણ્ય કરવાથી આપણે સસારમા સારી રીતે સુખી થઇએ છીએ જો આપણે પુણ્ય કરતા હોઇએ તો પછી આપણા છોકરા પણ પુણ્ય કરતા શીખે છે જેના ઘરમા પુણ્યના કામ થતા હોય તેનુ બધુ કુટુબ પુણ્યવાન્ થાય છે અને તે બધી જાતના સદાચાર પાળે છે

બ્હેનો! તે પછી ચોથુ પાપ તત્વ છે તે ઘણુ જ

વીતરાગના વચન ઉપર શ્રદ્ધા રહેતી નથી, એટલે મિથ્યાત્વ લાગુ પડે છે, સ્થાવર જાતિમા જન્મવુ પડે છે, પૃથ્વી કાય વિગેરે સૂક્ષ્મ કાયમા આવવુ પડે છે, પૂરેપૂરી પર્યાપ્તિ કર્યા વિના મરવુ પડે છે, નિગોદ અવસ્થા અનુભવવી પડે છે, શરીરના અવયવમા ખોટ આવે છે, નાભિની નીચેનો શરીરનો ભાગ બગડે છે, સર્વ લોકોને અપ્રીય થવાય છે, તેમનો કંઠ કાગડાના જેવો નઠારો થાય છે, બોલેલા વચનો લોકોને અણગમતા થાય છે, લોકોમા અપકીર્ત્તિ કહેવાય છે નારકીની ગતી, આયુષ્ય અને અનુપૂર્વી પમાય છે, અનત સસાર બધાય છે, સમ્યકત્વ અટકી જાય છે, પુરૂષ વેદ, સ્ત્રી વેદ અને નપુંનક વેદ ઉદય આવે છે, તિર્યંચની ગતિ તથા આનુપૂર્વી મેલવાય છે, એકેંદ્રિય વિગેરે હલકી જાતના પ્રાણીઓમા અવતરાય છે, શરીર રોગી થાય છે જીભ, દાતમા હરકત થાય છે, હરસ, રસોળી વિગેરેથી અવયવો હણાય છે શરીરમા ખરાબ રગ, ખરાબ ગધ અને ખરાબ રસ ઉત્પન્ન થાય છે શરીર કુબડુ બને છે, અને બેડોલ થઈ જાય છે એવી રીતે અનેક પ્રકારે પાપ કર્મ ભોગવી પ્રાણી પોતાના જીવનમા દુ ખી થાય છે

બ્હેનો ! આવી રીતે પાપની શિક્ષા સમજીને તમારે એવા કામથી દૂર રહેવુ જો તમે પાપી થશો તો તમારૂ બધુ જીવન દુ ખ અને કલકથી ભરપૂર થઇ જશે આ જગતમા જેટલા લોકો લુલા, બેહેરા, આધળા અને અપગ થયેલા આપણે જોઇએ છીએ તેમજ કેટલાએકને,

વિગેરેથી જે જીવની હિંસા થાય છે બીજી અધિકરણની ક્રિયા કહેવાય છે બીજાની ઉપર દ્વેષ રાખવો તે ત્રીજી દ્વેષકી ક્રિયા પોતાને તથા પરને પરિતાપ ઉપજાવવો, તે ચોથી ક્રિયા, એક ઇંદ્રિયવાળા જીવોને હણવા હણાવવા એ પાંચમી ક્રિયા ખેતી વિગેરેનો આરંભવાળો ધંધો કરવો, તે છઠી ક્રિયા જાતજાતનો પરિગ્રહ મેળવવામા મોહ રાખવો તે સાતમી ક્રિયા કપટ કરી બીજાને ઠગવુ, તે આઠમી ક્રિયા જૈન શાસ્ત્રના વચન ઉપર શ્રદ્ધા ન રાખવી તે નવમી ક્રિયા અવિરતિ વડે પચ્ચખાણ કરવા નહીં તે દશમી ક્રિયા કાૈતુકથી ઘોડા વિગેરેના વિષય જોવા તે અગીયારમી ક્રિયા રાગથી કોઈ મનુષ્ય, પશુ તથા કોમળ વસ્તુને સ્પર્શવી તે બારમી ક્રિયા બીજાને ઘેર હાથી ઘોડા વિગેરેનો વૈભવ જોઈ અદેખાઇ કરવી તે તેરમી ક્રિયા પોતાના ઘરની સારી વસ્તુઓના વખાણ સાભળી ખુશી થઈ અભિમાન રાખવુ, તે ચાૈદમી ક્રિયા પાપની અનુમોદના કરવી તે પંદરમી ક્રિયા પોતાને હાથે નઠારા કામ કરવા તે સોળમી ક્રિયા જિન ભગવતની આજ્ઞાનુ ઉલ્લંઘન કરી પોતાની બુદ્ધિથી પદાર્થની પ્રરૂપણા કરવી, તે સત્તરમી ક્રિયા બીજાની પૂજા થતી હોય કે બીજાને માન મળતુ હોય તેનો ભંગ કરવા પ્રયત્ન કરવો તે અઢારમી ક્રિયા અથવા બીજાના છિદ્ર ઉઘાડા કરી નિંદા કરાવવી તે પણ અઢારમી ક્રિયા કહે ચો । શાસ્ત્ર્યા વિના કામ કરવુ, તે ઓગણીશમી ક્રિયા પરમેશ્વરે કહેલ જે કરવા યોગ્ય વિધિઓ, તેના [illegible] પોતાને તથા કોઈ પરને હિતકારી છે, તેથી વિધિનો પ્રમાદને વશ થઈ અનાદર કરવો તે વીશમી ક્રિયા ક્રિયાનો વ

આપણે **પાચ સમિતિ** રાખીએ તો આપણમાં કર્મ આવતા અટકે છે **સમિતિ**ને અર્થ સારી ચેષ્ટા થાય છે પાચ પ્રકારે સારી ચેષ્ટાઓ કરવી તે પાચ સમિતિ કહેવાય છે જવા આવવામા જયણા રાખી પ્રવર્ત્તવુ એટલે કોઈ જીવની હિ સા ન થાય તેવી રીતે જવુ, આવવુ, તે પેહેલી **ઈર્યા સમિતિ** કહેવાય છે એ **ઈર્યા** સમિતિ રાખવાથી આપણામા કર્મની આવક થતી નથી અર્થાત્ આપણાથી કર્મ આવતા અટકાવાય છે બીજી **ભાષા સમિતિ** કહેવાય છે, બોલવામા ઊપયોગ રાખવો એટલે જે બોલવાથી બીજાને કોઈ જાતની નુકશાની ન થાય, તેવી રીતે વર્ત્તવુ તે **ભાષા સમિતિ** કહેવાય છે ખાવા પીવામા ઉપયોગ રાખવો એટલે નિર્દોષ અને ખપે તેવો ખોરાક લેવો તે ત્રીજી **એષણા સમિતિ** કહેવાય છે, બેસતા ઉઠતા, લેતા ને મુકતા ઉપયોગ રાખવો એટલે કોઇ પણ જીવની હિસા ન થાય તેમ વર્ત્તવુ, તે ચોથી **આદાન નિક્ષેપણ** સમિતિ કહેવાય છે બરાબર ચોખી જમીન એટલે જેની ઉપર કીડી, મ કોડી વિગેરે જીવ ન હોય, તેવી શુદ્ધ જમીન ઉપર પીશાબ કે ઝાડો વિગેરે નાખવાનો ઊપયોગ રાખવો, તે પાચમી **પારિષ્ટાપનિકા સમિતિ** કહેવાય છે બ્હેનો! આ **પાચ સમિતિ** પ્રમાણે ચાલવાથી કર્મ આવતા અટકાવી શકાય છે, માટે તમારે એ વાત ધ્યાનમા રાખીને વર્ત્તવુ જોઇએ હાલવા ચાલવામા, બોલવામા, ખાવાપીવામા, ઉઠવા બેસવામા અને ઝાડો પિશાબ કરવામા બ્હેનો ઉપયોગ રાખીને વર્ત્તવુ જોઇએ થઈ મનમા

શ્રાવકને પણ બાવીશ પરિષહો સહન કરવા જોઇએ ભુખ, તરષ, ટાઢ અને તડકાની વેદના સહન કરવી જોઇએ જુ, માકડ અને ડાશ વિગેરેની પીડા ખમવી જોઇએ જુના અને ફાટલ તુટલ વસ્ત્રો મળે તેથી મનમા ખેદ ન પામવો અને નવા વસ્ત્રો મળે તેથી હર્ષ ધરવો ન જોઇએ ટાઢ વિગેરેના સબબથી કટાળો આવે, તે સહન કરવો સાધુએ સ્ત્રીના અને સાધ્વીએ પુરૂષના અગ દેખ્યા હોય, તોપણ પોતાના મનને સ્થિર રાખવુ જોઇએ આળસ કે પ્રમાદ રાખ્યા વિના ગામોગામ વિહાર કરવો જોઇએ

કદિ કોઇ જગલ કે શુન્ય સ્થાનમા કાયોત્સર્ગ વિગેરે કરતા સિહ વિગેરે મોટા પ્રાણીઓનો ભય ઉપજે, તોપણ તેનાથી ડરવુ ન જોઇએ ઉંચી, નીચી, ટાઢી, ઉની, કોમળ અથવા કઠણ ભૂમિ ઉપર શય્યા કે આસન કરાય તોપણ મનમા ઉદ્વેગ રાખવો ન જોઇએ કોઇ ગુસ્સાથી આકરા વચન કહે, તોપણ તે વચનો ખાળી રહેવા જોઇએ કોઈ દુષ્ટ માણસ લપડાક, પાટુ, ચાબુખ કે લાકડીનો પ્રહાર કરે અથવા વધ કરી નાખે તોપણ મનમા જરાપણ રોષ લાવવો નહીં પોતે પૂર્વે સસારમા રાજા, કે ધનાઢય હોય પછી દીક્ષા લઇ સાધુ થતા કોઇને ઘેર ભિક્ષા માગવા જવામા લાજથી શરમાવુ ન જોઇએ કદિ કોઈ ગૃહસ્થને ઘેર ભિક્ષા માગતા તે આપે નહીં, તોપણ મનમા ઉદ્વેગ કરવો ન જોઇએ તેમજ તે ગૃહસ્થનુ અનિષ્ટ ચિતવવુ કે વાકુ બોલવુ ન જોઇએ કદિ કર્મયોગે રોગ થઈ આવે તોપણ આર્તધ્યાન એટલે રોગની પીડાથી મનમા નઠારૂ ચિતવન ન કરવુ જોઇએ કદિ કોઇવાર ડાભની પ-

વિદ્યા વગેરે ગુણને લઇને શ્રાવકોમા બહુ માન થાય, તો પણ તેમણે અહકાર રાખવો નહીં તેવી રીતે આપણુ ગ્ર હસ્થ શ્રાવિકાઓએ કદિ પણ માન રાખવુ નહિ બધાની સાથે કોમળતાથી વર્તવુ જોઇએ ત્રીજો આર્જવ ધર્મ છે એટલે સાધુ સાધ્વીએ સરળતા રાખવી જોઇએ અર્થાત નિષ્કપટપણે વર્તવુ જોઇએ તેવી રીતે આપણે શ્રા વિકાઓએ પણ સરળતા રાખવી અર્થાત કોઇની સાથે ક પટથી વર્તવુ નહીં ચોથો મુક્તિ ધર્મ છે એટલે સાધુ સાધ્વીઓ પોતાના મનમા નિર્લોભ વૃત્તિ રાખવી કોઈ પણ પ્રાણી કે પદાર્થની ઉપર લોભ રાખવો નહી તેવી રીતે આ પણે શ્રાવિકાઓએ પણ નિર્લોભ વૃત્તિ રાખવી, કારણ કે, લોભ રાખવાથી આપણુ મન રાગ દ્વષવાળુ થાય છે તે પછી પાચમો તપો ધર્મ છે બ્હેનો ! તપનો ખરો અર્થ ઇચ્છાનો નિરોધ કરવો એવો થાય છે કોઇ પણ જાતની ઇચ્છા થાય તેને અટકાવવી, એનુ નામ તપ કહેવાય છે સાધુ તથા સાધ્વીએ તેવા તપ કરવાની જરૂર છે અને તપ કરવાનો હેતુ પણ તેવોજ છે આપણે ગૃહસ્થ શ્રાવિકાએ પણ એ અર્થ સમજીને તપ કરવાનો છે તે પછી છઠો સયમ ધર્મ છે પ્રાણાતિપાત વિગેરે પાચ પ્રકારના કામથી વિરામ પા મવુ, એ પાચ અને પાચ ઇદ્રિયોને નિયમમા રાખવી એ પાચ-એટલે બને મળીને દશ અને ચાર કષાયને જય એટલે ચૌદ અને ત્રણ પ્રકારના દડમાથી નિવૃત્ત થવુ. એ સત્તર પ્રકારવાળો સયમ ધર્મ કહેવાય છે સાધુ તથા સા ધ્વીઓને સત્તર પ્રકારનો સયમ ધર્મ પાળવાનો છે એ

સર્વ પરિગ્રહનો ત્યાગ કરવાનો છે કોઈ વસ્તુ ઉપર મૂર્છા નાખવી ન જોઇએ હે બ્હેનો ! આપણ ગૃહસ્થથી એ ધર્મ બધી રીને પાળી શકાતો નથી તોપણ થોડે ઘણે અંશે એ ધર્મ આપણે પણ પાળવાનો છે પ્રિય શ્રાવિકાઓ ! આ પ્રસંગે સાધ્વીજી જ્ઞાનશ્રીએ શ્રાવિકાઓને ઘણો બોધ આપ્યો હતો

ચંચળ—આનંદા કાકી ! સાધ્વીજી જ્ઞાનશ્રીએ બીજો શો બોધ આપ્યો હતો ? તે અમને કહો ? કારણ કે, એથી અમને ઘણોજ લાભ થશે

આનંદા—બ્હેનો ! પરમ પવિત્ર સાધ્વીજીએ કહ્યુ કે, કેટલીએક શ્રાવિકાઓ ઘરેણા લુગડા અને બીજી ચીજોથી ધરાતી નથી તેમજ નવા નવા આભૂષણો અને નવરંગિત વસ્ત્રો એકઠા કરી મોટા મોટા બચકા બાંધે છે, કપાટો ભરે છે, અને શરીર ઉપર ખડકયા કરે છે એ ઘણુ નઠારૂ કહેવાય છે ઘણી સ્ત્રીઓ ઘરેણા અને લુગડાને માટે પોતાના ધણીઓને પજવે છે અને નાહક ખર્ચ કરાવી પતિને પૈસાના ખાડામા ઊતારે છે, તે પણ ઘણી નઠારી રીત છે સૌભાગ્યવતી સ્ત્રીઓએ પોતાના ઘરની સંપતિ પ્રમાણે વસ્ત્ર આભૂષણ પેહેરવા જોઇએ, પણ તેની હદ હોવી જોઈએ વસ્ત્ર આભૂષણમા લુબ્ધ બનેલી કેટલીએક લલનાઓ બીજી સ્ત્રીઓના નવા નવા વસ્ત્રો તથા આભૂષણો દેખી લલચાય છે અને તે મેળવવાને પોતાના પતિને અતિશય પજવી દુઃખ આપે છે આભૂષણોને માટે ખર્ચેલો પૈસો કદિ કોઈવાર લેખે થાય છે પણ લુગડા લત્તામા જે મોટો ખર્ચ કરવામા આવે

સ્પર જુદા છે એટલે આત્મા શરીર નથી અને શરીર આ મા નથી એવો જે વિચાર લાવવો તે પાચમી **અન્યત્વ ભાવના** કહેવાય છે આ શરીર બધુ અશુચિથી ભરેલુ છે રસ રૂધિર, માસ, હાડકા, વીર્ય અને પરૂ વિગેરેથી આ શરીર ભરેલુ છે તે શરીરના પુરૂષ તથા સ્રીને આશ્રી નવ તથા બાર દ્વારો સદા વહ્યા કરે છે આ પ્રમાણે ભા વવુ, તે છઠી **અશુચિ ભાવના** કહેવાય છે પાચ ઇંદ્રિયો ચાર કષાય, પ્રાણાતિપાત વિગેરે પાચ અવ્રત, ત્રણ યોગ અને પચીશ ક્રિયાથી હમેશા પ્રાણીને કર્મ બધાય છે, તેમા દયા, દાન વિગેરે કરવાથી શુભ કર્મ અને વિષય કષાય વિ ગેરે સેવવાથી અશુભ કર્મ બધાય છે, એવુ જે ભાવવુ, તે સાતમી **આશ્રવ ભાવના** કહેવાય છે જે જે સવર આદ રવાથી જે જે આશ્રવ રોકાય એટલે કર્મનો અટકાવ કરાય, તેને સવરનુ આદરવુ અને આશવનુ રોકવુ, તે આઠમી **સંવર ભાવના** કહેવાય છે જેમ સાકડા સ્થાન વિગેરેના યોગથી કેરીનુ ફળ પાકી જાય છે, તેમ બાર પ્રકારના ત પથી કર્મને પચાવવા એટલે પૂર્વે કરેલા કર્મને સાડવાની જે ભાવના ભાવવી તે નવમી **નિર્જરા ભાવના** કહેવાય છે આ લોક કે જે કેડ ઉપર બે હાથ દઇને બને પગ પહોળા કરી ઉભેલા પુરૂષના જેવા આકારવાળો અને જેનુ નીચેનુ ત ળીયુ ઉધા વાળેલા ચપણા સરખુ, વચલો ભાગ ઝાલરના સરખો અને ઊપરનો ભાગ મૃદગના જેવો છે તેમ જે જે ઉત્પાદ, ધ્રુવ તથા વ્યય રૂપે છે એટલે પૂર્વના પર્યાય નાશ પામે, નવા પર્યાય ઉત્પન્ન થાય અને દ્રવ્યરૂપે નિશ્ચલ રહે ... લોકના સ્વરૂપની જે ભાવના ભા ... લોક

જાય છે, તેમ તપસ્યા કરવાથી કર્મ પાકી જાય છે, અને ખરી જાય છે, તેને નિર્જરા કહે છે તે બાર પ્રકારના તપના બે ભાગ પડે છે છ પ્રકારે **બાહ્ય તપ** અને છ પ્રકારે **આભ્યંતર તપ** જે બાહેરના સબંધથી એટલે શરીરના સંબંધથી થાય, તે બાહ્ય તપ કહેવાય છે કાંઈ પણ આહાર કરવો નહીં એટલે ઉપવાસ કરવો તે **અનશન** નામે પેહેલુ બાહ્ય તપ છે આહાર કરવામા અને વસ્ત્ર પેહેરવામા ઓછા પણુ કરવુ તે **ઉણોદરી** નામે બીજુ બાહ્ય તપ છે પોતીની આજીવિકા નિર્વાહને સંકોચવો તથા અભિગ્રહ એટલે નિયમ ધારવો તે **વૃત્તિસંક્ષેપ** નામે ત્રીજુ બાહ્ય તપ છે વીગય વીગેરે વિકારી વસ્તુનો ત્યાગ કરવો, આબીલ, નીવિ વિગેરે કરવા તે **રસત્યાગ** નામે ચોથુ બાહ્ય તપ છે કેશનો લોચ, કાઉસ્સગ્ગ તથા દ્રઢ આસને બેસી કષ્ટો સહન કરવા તે **કાયકલેશ** નામે પાચમુ બાહ્ય તપ છે અને પોતાના અગ તથા ઉપાગ વિગેરેનુ સવરવુ ગોપન કરવુ તે **સલીનતા** નામે છઠુ બાહ્ય તપ છે આ છ પ્રકારના તપને બાહ્ય તપ કહે છે

પ્રિય બ્હેનો! હવે તમને આભ્યતર તપના છ પ્રકાર કહુ, તે એક ચિત્તે ધ્યાનમા લેજો શરીરના અદરના સંબધવાળા તપને **આભ્યતર** તપ કહે છે કોઈ અપરાધ કર્યો હોય, તેને માટે આલોયણા લઇ તે અપરાધની શુદ્ધિ કરવી તે **પ્રાયશ્ચિત્ત** નામે પેહેલુ આભ્યતર તપ છે ગુણવાન્ માણુસની ભકિત કરવી તથા આશાતના ટાળવી તે **વિનય** નામે બીજુ આભ્યતર તપ છે શિષ્ય ગુરૂને માટે

ગુણને હણવા રૂપ આત્માની સાથે મળી જવુ, તે પેહેલો **પ્રકૃતિબંધ** કહેવાય છે આત્માની સાથે કર્મનુ કાલ પરિણામરૂપ એટલે અમુક વખત સુધી અમુક કર્મનો બધ રહે, એવી સમયની મુદતને બતાવનારો જે બધ તે બીજો સ્થિતિ બધ કહેવાય છે કર્મ તીવ્ર અથવા મદ પણે ઉદયમા આવે તે **અનુભાગ બંધ** નામે ત્રીજો બધ કહેવાય છે કર્મના પુદ્‌ગલોના પ્રદેશોનો જે બધ તે **પ્રદેશબંધ** નામે ચોથો બધ કહેવાય છે

હે બ્હેનો ! આ બાબત ઘણીજ બારીક છે જ્યારે જૈન શાસ્ત્રનુ ઘણુ જ્ઞાન થાય, ત્યારે તે સમજાય એવી છે સાધ્વીજી જ્ઞાનશ્રીએ પણ જણાવ્યુ હતુ કે, જે શ્રાવિકા કર્મ ગ્રથને જાણતી હશે, તે શ્રાવિકા બધ તત્વના સ્વરૂપને સમજી શકશે વળી ઉપકારી સાધ્વીજી જ્ઞાનશ્રીએ એમ પણ કહ્યુ હતુ કે, આ બધ તત્વને માટે હુ તમને આગળ કોઇ વખતે સમજાવીશ માટે હે બ્હેનો ! તેઓ જ્યારે કોઈ પ્રસગે તે વિષે ઉપદેશ આપશે, અને જો તે મારા સાભળવામા આવશે, તો હુ તમને સારી રીતે સમજાવીશ

હે સદ્‌ગુણી સાધર્મી બ્હેનો ! નવમુ મોક્ષ તત્વ છે એ તત્વ ખરેખર જાણવા જેવુ છે આપણા જૈન ધર્મના એ તત્વ સર્વમા શિરોમણિ રૂપ છે દરેક શ્રાવકના પુત્ર અને પુત્રીઓ એ મોક્ષ તત્વ અવશ્ય જાણવુ જોઇએ

પ્રિય બ્હેનો ! એ મોક્ષ તત્વને સમજાવવા નવ દ્વાર નવ પ્રકાર પડે છે તેથી તે નવ પ્રકારને નવ દ્વાર કહે છે

૧૫ પ્રકારે સિદ્ધ કહેલા છે, તે તમને જુદા જુદા સમ જાવુ, તે તમે લક્ષ દઇ સાભળો જે જીવ તીર્થંકર પદવી પામીને મોક્ષે ગયેલા છે, તે પેહેલા **જિણસિદ્ધ** કહેવાય છે જે સામાન્ય કેવલી થઇને મોક્ષે ગયેલા છે, તે બીજા **અજિણ સિંધ** કહેવાય ઠે તીર્થંકરને કેવળ જ્ઞાન ઉપ જ્યા પછી જે મોક્ષ ગયેલા છે તે ત્રીજા **તીર્થ સિધ્ધ** કહેવાય છે તીર્થંકરને કેવળ જ્ઞાન ઉપજ્યા પેહેલા જે મોક્ષે ગયેલા છે, તે ચોથા **અતીર્થ સિધ્ધ** કહેવાય છે જે ગૃ હસ્થાશ્રમમા મોક્ષે ગયેલા છે, તે પાચમા **ગૃહસ્થલિંગે સિંધ** કહેવાય છે જે યોગી, સન્યાસી કે તાપસ વિગે રેના વેષે [1]મોક્ષે ગયેલા છે, તે છઠા **અન્યલિંગ સિધ્ધ** કહેવાય છે જે સાધુના વેષે મોક્ષે ગયેલા તે સાતમા **સ્વ લિંગ સિધ્ધ** કહેવાય છે જે સ્ત્રી વેદ પામીને મોક્ષે ગ યેલા તે આઠમા **સ્ત્રીલિંગ સિંધ** કહેવાય છે જે પુરૂષ વેદ પામીને મોક્ષે ગયેલા તે નવમા **પુરૂષલિંગ સિદ્ધ** કહેવાય છે જે નપુંસક વેદ પામીને મોક્ષે ગયેલા, તે દ શમા **નપુંસક લિંગ સિંધ** કહેવાય છે જે જીવ કોઈ પદાર્થ દેખીને પ્રતિબોધ પામી ચારિત્ર લેઇ મોક્ષે ગયેલા તે અગીયારમા **પ્રત્યેકબુદ્ધ સિધ્ધ** કહેવાય છે જે જીવ ગુરૂના ઉપદેશ વિના જાતિ સ્મરણ વિગેરેથી પ્રતિબોધ પામી મોક્ષે ગયેલા, તે બારમા **સ્વયંબુદ્ધ સિધ્ધ** કહેવાય છે જે ગુરૂનો ઉપદેશ સાભળી વૈરાગ્ય પામી મોક્ષે ગયેલા તે તેરમા **બુધ્ધબોધિત સિદ્ધ** કહેવાય છે જે એક સ

૧ કેવળ જ્ઞાનને પામ્યા છે, અને અન્ય કેરળી થયા છે

પ્રેમનો પ્રભાવ નભુ ભક્તિમા [૧૦]પ્રમારી,
પુણ્યવ ત પ્રાણીમા ગણાવુ　　મારે નિત્ય સખી ૭

[૧૧]શમધરી [૧૨]સ્વધર્મ નિત્ય [૧૩]સમકિતે સુધારી,
[૧૪]શિવપુરી સમીપ [૧૫]સર જાવુ　મારે નિત્ય નખી ૮

---

ગ ગાએ પ્રભુ સ્તુતિ ગાઈ બતાવી, તે સાભળી ધર્મદાસ શેઠ અને બીજી શ્રાવિકાઓ ઘણીજ ખુશી થઈ પછી મોતિચ દ શ્રાવકની વિધવા પુત્રી ચ દન બોલી ! ધર્મ પિતાજી આન દાના મુખથી જે નવતત્વની ઉપદેશ વાર્તા તમે કહી, તે સાભળી મને એક શ કા ઉત્પન્ન થઈ છે તે જો તમારી આજ્ઞા હોય તો કહુ

ધર્મદાશ શેઠ—ચ દન બ્હેન ! ખુશીથી કહો ? તમને શી શ કા થઇ છે

**ચ દન**—ધર્મ પિતાજી ! આન દાએ નવ તત્વનુ સ્વરૂપ કહી બતાવ્યુ, તે બધિ શ્રાવિકાઓને એક વખત કહેવાથી શી રીતે યાદ રહ્યુ હશે ?

**મણિ**—ચ દન બ્હેન ! એમા શુ તમે શ કા કરી ? એટલુ શુ ન યાદ રહે ?

**ચ દન**—મણિ બ્હેન ? મને તો બરાબર યાદ નથી રહ્યુ, તેથી હુ આ વાત જણાવુ છુ

---

૧૦ ફેલાવી　૧૧ શમતા　૧૨ સ્વ ધર્મને　૧૩ સમકિતથી સુધારી ૧૪ મોક્ષ રૂપ નગરીની પાસે ૧૫ તલાવ

મણિ—ચદન બ્હેન ! એવો વિચાર અહીં ન લાવવો જોઇએ જ્યારે અહિ શ્રાવિકાશાળામા આવવુ ત્યારે ઘરના બધા વિચારો દૂર કરીને આવવુ

ચદન—મણિ બ્હેન ! તમે કહો છો, તે બરાબર છે પણ કેટલીક વાત એવી હોય કે, જેના વિચાર આવ્યા વગર રહેના નથી

મણિ—ચદન બ્હેન ! એવા શા વિચાર હોય કે, જે ઉપદેશ વાર્તા સાભળતી વખતે યાદ આવે ?

ચદન—મણિ બ્હેન ! ટુકામા એટલુજ કહેવાનુ છે કે, કોઈ સ્ત્રી વિધવા થશો નહિ સ્ત્રીને વિધવાવસ્થા ઘણીજ કુરૂપ છે અનાથ વિધવાનો અવતાર ભુડામા ભુડો છે તેમા ખાસ કરી આપણા શ્રાવક કોમની વિધવાઓને ઘણા દુઃખો થાય છે જેનુ વર્ણન કરી શકાય તેવુ નથી

મણિ—ચદન બ્હેન ! તમને તે વાતનો અનુભવ છે એથી હુ તેમા કાઇ કહી શકતી નથી તોપણ મને તો એમ લાગે છે કે, સધવા સ્ત્રીને પોતાના પતિ, છોકરા અને બીજા સગાં વ્હાલા તરફની ઉપાધિ રહ્યા કરે છે, પણ જે વિધવા થઈ હોય તેને તો તેવી ઉપાધિ રહેતી નથી તે એક રીતે નિશ્ચિત રહી શકે છે તે છતા તમે દુઃખની વાત કરો છો તે મારા સમજવામા આવતુ નથી

ચદન—મણિ બ્હેન ! તમે કહો છો, તે વાત ઊલટી